હાથની રેખાઓ વગેરે જોવાનું પુસ્તક.

# હસ્ત સંજીવન સામુદ્રિક

તથા

# લઘુ જોતીષ દર્પણ.

દોહો.

જ્યોતિષિ વિદ્વાનજન, વેછારેશ્વર નામ;
સમ્રની સકળ સુજાને, આ પુસ્તક અભીરામ.

ભાષાંતર કરી છપાવનાર,
જોશી દયારામ ગિરિધરજી મિશ્ર.
કચ્છ લખપત બંદરવ.ળા.

અમદાવાદ—"વિજય પ્રવર્તક" પ્રેસમાં છાપ્યું.

(રજીષ્ટર કરાવી સર્વ હક્ક કર્તાએ સ્વાધિન રાખ્યા છે.)

# હસ્તસંજીવન સામુદ્રિક.



॥ શ્રી ગણેશાયનમઃ ॥ અથ હસ્તસંજીવન સંસ્કૃતનું ગુજરાતી ભાષાંતર લખ્યું છે. પ્રથમ શાસ્ત્રપીઠિકાનું ભાષાંતર આરંભું છું. ॥ પ્રથમે શ્રી શંખેશ્વર અને શ્રી જીનકુળમાં શ્રેષ્ઠ પાર્શ્વનાથનું ધ્યાન કરીને હું મેઘવિજય નામે કવિ હસ્તમાં ભવ્ય ચિન્હોની પરીક્ષાની ખૂબી કહિશ. ત્રણે લોકમાં હસ્તરેખાની વિદ્યા પ્રગટ કરનાર જગતના ઇશ્વર સમર્થ અને નાભીરાજાના કુંવર ઋષભદેવ અને શ્રી સિદ્ધાર્થ રાજાના પુત્ર સકળજ્ઞાન શીરોમણી વીર શ્રી વર્દ્ધમાન સદા જય પામો. હવે શુભ અને અશુભ ભવિષ્યના જ્ઞાન માટે શ્રી નારદમુનીજીયે અંગાદિ નિમિત્તપર્યંત આઠ પ્રકારની વિદ્યા કહી છે. ॥ તેઓ આ પ્રમાણે ॥ અંગવિદ્યા સ્વપ્ન સ્વર ભૌમ

વ્યંજન ચિન્હ ઔત્પાત અને અંતરીક્ષને નિમિત્તવિદ્યા એમ અષ્ટ પ્રકાર છે. તેમાં અંગવિદ્યામાં સર્વ શીરોમણીરૂપ હસ્તરેખા વિદ્યા છે જેના આશ્રયથી પવિત્ર સત્ ક્રિયાઓ ધાર્મિક જનો સાધી શકે છે. અંગની બાબતમાં તમામ શરીર લક્ષણોનું અવલોકન કરીને શ્રી સમુદ્ર મુનિયેં હસ્તરેખા વિદ્યા પ્રકાશિત કરી. અને તેનું જ્ઞાન ત્રણ પ્રકારથી મહર્ષિઓયેં બતાવ્યું છે હસ્તરેખાના જોવાથી સ્પર્શથી અને વિચારથી એમ ત્રણ પ્રકારે બોધ થાયછે. તેમ નીતિશાસ્ત્ર વિવેકવિલાસ ગ્રંથમાં પણ કહ્યું છે કે પ્રથમતઃ પ્રાતઃકાળમાં ઉઠીને પોતાના ધર્મનો પ્રકાશ કરવાવાળો પોતાનો જમણો હસ્ત પુરૂષોયે જોવો અને સ્ત્રીઓયે ડાબો હસ્ત. એમાં વળી ભાષ્યકારનું મત આમ છે કે કોઈ પણ દેશમાં કોઈ પણ સમયમાં જેવા જેવા ભાવથી સારૂં અથવા નઠારૂં જે કાંઇ ભાવિ બનવાનું

હાએ તે પુણ્યરૂપ હસ્તચિન્હ પ્રકાશી આપે છે. સર્વે નક્ષત્રોમાં હંસ્તનક્ષત્ર હસ્તરેખા જોવામાં વીરગુણવાળું છે. એટલે કે હસ્તનંક્ષત્રમાં હસ્તરેખા પ્રથમ દેખાડવી. આંગળીયોના સ્પર્શથી અને રેખાઓના વીચારથી શુભ અને અંશુભનું ત્રણ પ્રકારે જ્ઞાન થાયછે એમ પૂર્વાચાર્યોનું મત છે. પોતાના હુસ્તની પાંચ આંગળીઓ છે તે હસ્તની અધિષ્ઠાત્રી દેવી છે લક્ષ્મીરૂપ છે શક્તીરૂપ અને ઇંદ્રાણીરૂપ છે. કારણકે જેવડે પૂજા ભોજન અને શત્રુક્ષય સંબંધી સમસ્ત ક્રિયાઓ શાધી શકાએ છે શાસ્ત્રમાં પણું કહ્યું છે શ્રી જીનદેવ પ્રથમ વામ અને દક્ષિણ બન્ને હુસ્તોની પ્રશંસા કરે છે કે હે હસ્તયુગલ તમેજ રાજ્યશ્રી સંપાદન કરી છે. દાનની બાબતમાં યાચકજનોને કૃતાર્થ કીધા દાતાર પુરૂષોપર દયા કરી દાન દેવડાવો છો માટે હું તમારીપર પ્રસન્ન છું એવી રીતે.

પ્રતિદિન હસ્તને પ્રબોધ કરનાર આપણું કલ્યાણ કરવાવાળા શ્રી જીનદેવ શેરડીની પ્રત્યેક કાતળીમાં જેમ રસ માધુર્ય છે તેમ ઉપદેશ વચનરૂપ રસ માધુર્ય આપનાર શ્રેષ્ઠ દેવ તમારી રક્ષા કરો. ।। જેમ સર્વ અક્ષરોમાં ઓંકાર અક્ષરમાંજ મંત્રનો તત્વ રહ્યો છે તેમ સર્વ અવયવોમાં માત્ર હસ્તમાં સામુદ્રિક શાસ્ત્રનો તત્વ સમાયલો છે. રાજાની મરજી ફેરમાસ સૂચવેલા દેશમાં જાવું વા તેનો વીચાર સર્વે હસ્તની સમશ્યાવડે સમજાય છે. માટે હસ્તરેખારૂપી જન્મપત્રી અખંડ જન્મપર્યંતની બ્રહ્માયે તૈયાર કરી છે. માટે ત્રણેલોકમાં હસ્તજ્ઞાન વગર બીજું જ્ઞાન નથી. તેથીજ મનુષ્યોના બોધ સારૂં બ્રહ્માએ હસ્તમાં પુસ્તક માફક ધાર્યું છે. તીર્થંકરોના હસ્તમાં સર્વ જ્ઞાન સાધન છે. સામુદ્રિક જ્ઞાનસાગરનું જળ પીને પૃથ્વીમાં મીષ્ટ રસની વૃષ્ટિ મેઘ કરે છે. તેના સુખ-

થી જગત વૃદ્ધિ પામે છે. એવો હસ્તસંજીવન ગ્રંથ છે. ાા એમ હસ્તસંજીવન ગ્રંથમાં શાસ્ત્ર-પીઠિકા ભાષાંતરં સંપૂર્ણમ્. ાા

ાા હવે હસ્તરેખા બતાવતી વખત પ્રથમ પુણ્યરૂપ સાધનનું ધ્યાન કરવાનો વિચાર દર્શાવું છું, અંગુઠાનું મૂળ અને કનિષ્ઠાનું મૂળ એમાં બ્રહ્મતીર્થ વસે છે એવી ભાવના કરવી. અંગુષ્ઠ અને તર્જની આંગળીના અંત ભાગમાં પિતૃતીર્થ વસે છે. સાધારણ રીતે તો સર્વ સ્વાંગુલી મૂળમાં દેવતીર્થ રહે છે. વિશેષમાં તર્જનીમાં શત્રુંજ્યતીર્થ વસેછે. મધ્યમાં અંગુલીમાં જયંતક નામનું તીર્થ છે. અનામિકી અંગુલીમાં અર્બુદતીર્થ વસે છે. કનિષ્ઠા અંગુલીમાં જયંતક તીર્થ છે. અંગુઠામાં અષ્ટાપદ નામનો પવિત્ર પર્વત છે. એમ ઉત્તમ જનો પ્રાતઃકાળમાં ઉઠીને પોતાના હસ્તનાં દર્શન કરતી વખત પાંચે અંગુલીમાં અનુક્રમે તીર્થને વંદન કરેછે. વિશ્વાં

એ વિસ પ્રકારના જીન દેવછે તે અંગુષ્ઠ આદિ તીર્થોના પાળનાર દેવછે. પિતૃરેખા એ ગંગાજી છે. માતૃરેખા એ સરસ્વતી છે. આયુષ્યરેખા એ યમુનાજી છે એ ત્રણેનો એકત્ર સમાગમ થાય તે ઉત્તમ તીર્થરાજ ગણાય. એમ નમસ્કાર કરનારે અંગુષ્ઠાદિમાં રહેલ પાંચ નદીનું ધ્યાન કરવું હાથની અંજલીની ચારે બાજુ તળાનાં ભાગમાં ચતુષ્પદી તીર્થ દેવતા છે તેનું ધ્યાન કરવું. એમ દેવતાની આરાધના કરવી તે વખત સર્વે મંત્રોમાં કરન્યાસ કરવાનું આવશ્યક છે અને તે ન્યાસાદિકેથી દેવતા સહાયતા કરે છે. બન્ને હાથ અંજલી આકૃતી કરી આયુષ્યરેખા સુધી જોડીને પ્રાતઃકાળે ઉત્તમ પુરૂષોએ ધ્યાન પૂર્વોક્ત તીર્થ દેવીનું કરવું. હસ્ત તળમાં જગદ્‌ગુરૂદેવ અંગુષ્ઠએ બિરાજે છે તે જયવિજયાદિ મંત્રે કરી સેવવો. ૐ આદિદેવાય નમઃ એમ કહીને ન્યાસ કરવો.

સિંહાસન જે હસ્ત તેમાં અર્હન્દેવદેવ વિશ્વં-
ભર પરાત્પર ગુરૂ શબ્દથી ઓળખાતા દેવ
અંગુષ્ઠરૂપ જેમાં ધર્મ સમાયેલો છે અને લક્ષ્મી
વગેરે સર્વે જેની સેવા કરે છે અને આરાધન
કરવાની ઇચ્છા કરી રહેલ છે વળી ત્રણ પ્રકારે
તત્વજ્ઞાન ધરાવનાર દેવની ભક્તીપૂર્વક ધ્યાન
કરવું, જેમ ઉદયગિરિ (મેરૂ) ના શિખર ઉપર
પ્રથમ સૂર્ય ઉદય થાય છે, તેમ અંગુષ્ઠ ( મેરૂ
પર્વત) ઉપર આદિત્યાદિ ગ્રહો વસે છે નખમાં
ચંદ્ર છે આદિત્યના મુખમાં ૐકાર છે. વાગ્-
બીજ તારકાં ( કનિષ્ઠિકા ) ના મુખમાં છે. શ્રી
બીજ ભગવતી ( અનામિકા ) ના અંગમાં છે.
કિલંકાર સૌભાગ્યવતી ( મધ્ય ) માં છે. વળી
કિલંકાર પ્રદેશિની ( તર્જનીમાં ) છે. સમસ્ત
મંત્ર હસ્ત તળમાં છે. अर्हन् नमोनमःसिद्धम॥
એમ વર્ણાષ્ટક ( આઠ અક્ષર ) નો જપ કરવો.
ત્યાર પછી હસ્ત જોવો, જ્ઞાનીઓએ એમ સિદ્

દ્ધિદેવ ગુરૂનું સ્મરણ કરેથી વચન સિદ્ધી થાય છે. સોળ સ્વરમાં અકારને વચમાં લઇને આકારાદિ તેર ૧૩ અને અં અઃ એમ પંદર ૧૫ સ્વરો પાંચે આંગુલીના પર્વમાં સ્મરણ કરવા. અંગુલીઓની સાથે ડાબો (વામ) હસ્ત તે શ્રી પાર્શ્વદેવછે. અને સર્વ અંગુલી સહિત (દક્ષિણ) જમણો હસ્ત શ્રી રૂષભદેવ છે એમ ભાવના કરવી. મોરના પીન્છનો મુગટ ધરનાર શ્રી વિષ્ણુદેવ ડાબી તરફ છે. અને નાથ એવા શિવ તે શાખા જટાની સાથે જમણી તરફ છે, એ બન્ને દેવના યોગમાં જેમ ૐકાર મંત્રબીજ પરમ શુભ ગણાય છે તેમ અંજલી જોડવાથી પણ સર્વદા શુભ મંગળકારક છે. ઓં હરઃહુંહઃ * ઓં સરઃ સુંસઃ * આ એકેક હસ્તમાં અનુક્રમથી પાંચ પાંચ અક્ષરનો અંગુઠાથી આરંભીને ન્યાસ કરવો. અને તે વખત સર્વ તોભદ્રનું યંત્ર હાથમાં રાખવું. એ હસ્ત સ્પર્શ ક-

રતી વખતે એનો ઉપયોગ છે. ।। ઇતિશ્રી હસ્ત સંજીવન ગ્રંથ સિદ્ધ જ્ઞાનમાં પુણ્ય સાધનનું ધ્યાન પ્રકારનો અધ્યાય સમાપ્ત થયો. ।।

।। હવે નામાવલી કહું છું. પ્રથમ હસ્તનાં નામો કહું ।। હસ્ત કર હાથ પાણિ નખી પંચાંગુલીમૂળ અને પંચશાખ પંચાનન વરપ્રદ મહાબ્રહ્મા અનંત વીર્ય મહાદેવ સિદ્ધિ સિંહાસન શક્તિશાલી મહાવીર અને સુરાયુધ. એમ આ ગ્રંથમાં ૧૭ સત્તર નામો હસ્તનાં સમજવાં ।। હવે અંગુઠાના નામો ।। અંગુષ્ઠ અમલ હંસ શિવ રાજા ચતુઃપ્રિય ભોગી ગણપતિ વિષ્ણું મેરૂ સૂર્ય અને અક્ષયવટ. એમ ૧૨ નામો અંગુષ્ઠનાં સમજવાં ।। હવે આંગલીઓ સમસ્તનાં નામો. અંગુલી કરશાખા કરપલ્લવ ત્રિપુરાં કરજા અંબા માયા કામાયુધા. એમ ૮ આઠ નામો સમસ્તમાંથી કોઈ પણ આંગળીનાં સમજવાં ।। હવે માયાગ્રહ એમ કોઇ જગોએ સ્

શબ્દ આવેતો અંગુષ્ઠને સમજવો કારણકે પં-
ચશાખ જે હાથ તેમની આંગુલીઓ શાખા
કરી સૂત્રમાં ગણેલ છે માટે પાંચ શાખાતો
નથી પણ અંગુઠાને પણ શાખા ગણવાથી કોઇ
વખત આંગુલીના નામથી અંગુઠાને સમજવો
એ પ્રસંગના આધાર ઉપર છે. ।। હવે અંગુઠા-
નીજ પાસેની તર્જની આંગુલીનાં નામો કહું ।।
પ્રદેશિની તર્જની શત્રુહા યાગવેષિણી. એમ
૪ નામ છે. ।। હવે તર્જની પાશેની મધ્યમાં
અંગુલીના નામ કહું ।। જ્યેષ્ઠા મધ્યમા મધ્યા
લક્ષ્મી સૌભાગ્યવતી. એમ ૫ પાંચ નામ છે. ।।
હવે અનામિકા સાવિત્રી ગૌરી ભગવતી શિવા.
એ ૫ નામ મધ્યાનીજ પાસેની અનામિકાનાં
છે. ।। કનિનીકા કનિષ્ઠા અંત્યા લઘુ તારા અને
કાવની એમ ૬ છ નામ છેવટની નાની અંગુ-
લીનાં છે. હવે વિંશોપક ગ્રંથિ પર્વ સ્થાન
ભાગ અંશ અને સંધિ. એમ ૭ સાત નામ વિ-

શ્વાના છે. ।। કેદ નૃપાસન પીઠ ગરૂડ અંગુષ્ઠ-મૂળ. એ પાંચ અંગુઠામૂળ ભાગનાં છે. કરભ મુષ્ટ વક્ર અસ્તુભૂધર, એ ૪ ચાર નાંમં હાથની બાહેરનો ભાગ કનિષ્ઠાંગુલી પર્યંત છે. અવહસ્ત હસ્તપૃષ્ઠ તમ શૂન્ય વ્યુયત્ નિશા. એ ૬ છ હાથના પૃષ્ઠ ભાગનાં નામ છે. હસ્તાદિ મણિ-બંધ મણિ રત્નાકર. ૪ ચાર નામ મણિબંધ (પોંચા) નાં છે. પ્રહસ્ત તાલિકા તાલ કૃતલ ભૂતલ અને ગર્ભક એ ૬ છ હથેલી (હસ્તતલ) ના નામો છે. ।। પુનર્ભૂ ભૂજ કરમૂ કામાંકુશ મહારાજ કરજ નખર નખ કરપુષ્પ રત્નકાંતિ શત્રુઘ્ન કરદીપક. એ ૧૨ નામ નખનાં છે. પિતા ગોત્રબલ મૂળ વૃક્ષ ધર્મ મંનં ધૃતિ. એ ૭ નામ પિતૃ રેખાનાં છે. માતા મન શુભ કોશ સાહસ યાલિકા રતિ. એ સાત નામ માતૃરેખાના છે. આયુ જીવિત તેજ સ્વભાવ પ્રભાતનું. એ ૬ છ નામ આયુષ્ય રેખાનાં છે.

કુલહ ૧ રાજ્ય ૨ ઐશ્વર્ય ૩ યશ ૪ એ ચાર નામ તર્જની આંગલીથી કનિષ્ઠાપર્યંત. ચારે અંગુલીનાં મૂળ ભાગનાં અનુક્રમે છે. પ્રાદેશ તાલ ગોકર્ણ વિતસ્તિ. એ ૪ ચાર નામ હાથની ખુલ્લી મુકેલી અંગુલીઓ અને અંગુઠાને ખુલ્લો વિસ્તારેલો કીધેથી ભરપંમાં પૂર્ણ પોતાના બાર અંગુલનો ભાગ માપી શકાય છે તેવાં ભરપવાળી હસ્તની આકૃતિને વિતસ્તિ કરી કેહે છે તેના ચાર નામ ॥ એમ હસ્તસંજીવન ગ્રંથમાં નામાવલી સમાપ્ત થઇ. ॥

॥ હસ્તરેખા જોવાનો પ્રકાર લખું છું. ॥

હવે પ્રથમ હસ્ત દેખાડનાર પુરૂષે પ્રાતઃકાલમાં દેહ કૃત્ય કરી પવિત્ર સ્નાન કરી સુગંધી પદાર્થો વડે તથા ગંધ પુષ્પ નૈવેદ્યાદિ સામગ્રી તથા તરેહ તરેહના મંત્ર પાઠ સ્તોત્ર વડે દેવતાઓની પૂજા કરી પછે પોતાના ધર્મોપદેશક ગુરૂને નમસ્કાર કરી ધર્મવેત્તા પુરૂષે ગુરૂ

સુખથી ધર્મોપદેશ શ્રવણ કરી પ્રસન્નતા પૂર્વક મિષ્ટાન્નપાન ભોજન કરી ખુશ મિજાજથી હસ્તે મુખડે ચિંતા રહીત થઇ ઉત્તમ વસ્ત્રાદિક ધરી જીતેંદ્રિય થઈ નમ્રતા પૂર્વક પોતાના હસ્તમાં ચંદન પુષ્પોથી ચર્ચેલું શ્રીફળ લઇ હસ્ત નક્ષત્રનેં દિવસ પોતાના સદ્ગુરૂ પાસે જઈ ભેટ કરી અને પોતાનો હસ્ત દેખડાવવો. મનમાં કુટિલતા મુકી ગુરૂ કેહે તે શ્રદ્ધાથી શ્રવણ કરવું. જીતેંદ્રિય અને શ્રદ્ધાળુ પુરૂષને જે ફળ ડાહ્યા પુરૂષોયેં કહ્યું છે તે સત્ય નીવડે છે અન્યથા સ્વપ્નવત્ ભાસ માત્ર દેખાયં છે. હવે ગુરૂનું સ્વરૂપ લક્ષણ કહું છું ગુરૂ બ્રહ્મચર્ય વ્રત પાળનાર ધૈર્ય વૃત્તીવાળો ધાર્મિક ચંચળ ગુરૂ પરંપરાથી વિદ્યા ભણેલો પવિત્ર અને શ્રદ્ધાલુ સિદ્ધિ પામેલો ગુરૂમાં ભક્તીવાળો અને સ્થિર ચિત્તવાળો સર્વ શાસ્ત્રના મર્મને સમજનાર એટલાં વિશેષણ વાળો ગુરૂ પોતે કુલ જાતિ

દેશ જન્મગ્રહ સંપૂર્ણ વિચારી સમયને જાણી-
ને શિષ્યને હસ્તરેખાનું ફળ શ્રવણ કરાવે. પ-
દ્માસન વાળી વાઙ્મય હસ્તસંજીવન ગ્રંથની
પૂજા કરી પોતાના સ્વેષ્ટદેવનું સ્મરણ કરી પછે
ફળ શ્રવણ કરાવે. એક દિવસમાં બે જણના
હસ્તરેખાનું ફળ કહે. એક ચિત્ત કરી પોતાના
જમણા હસ્તમાં શિષ્યનો હસ્ત રાખીને જોય
રાત્રી હોએ તો દીપક પાસે રાખી તેમની પૂજા
કરી ફળ કહે. તેમજ સ્ત્રી જનનો ડાબો હસ્ત
પોતાના ડાબા હસ્તમાં ધરી જોય. જે મનુષ્ય
સ્ત્રી સ્વભાવવાળો ( સ્ત્રીની માફક ચાળા કર-
નાર ) તેવા પુરૂષનો હસ્ત પાછલે પોહોરે જો-
વો. તેમજ પુરૂષ પ્રકૃતિવાળી સ્ત્રીનો હાથ
પણ બપોર પછે જોવો. સ્ત્રી પ્રકૃતીવાળા પુરૂ-
ષનો હાથ જમણાથી ડાબો જોવો યોગ્ય છે. તે-
મજ નર પ્રકૃતીવાળી સ્ત્રીનો હાથ ડાબા કરતાં
જમણો હાથ બળવાન છે. હવે સ્ત્રી માતા મા-

તૃપક્ષ ઘર ક્ષેત્ર વાડી રાત્રી શુકલ પક્ષ ઇત્યાદિ સર્વ પુરૂષના ડાબા હાથમાં જોવું. પતિનું સુખ પિતાનો પક્ષ ધર્મ ગાઇ ધન કુલીનમા કૃષ્ણ પક્ષ દિવસ ઇત્યાદિ સર્વ સ્ત્રીના જમણા હસ્તમાં જોવું. એવી રીતે યજમાને ગુરૂ મુખથી હસ્તરેખાનું ફળ શ્રવણ કરી ગુરૂને નાણાની ભેટ કરી પોતે પણ નાણાની કોથળીની પૂજા કરી આનંદથી વ્યાપાર કરવો. એવી રીતે ગુરૂ પણ ગુરૂનું સ્મરણ કરી હસ્તરેખાઓ જોય છે તેને સારા ગુણના પ્રતાપથી સર્વ જગત્ વશ્ય થાએ છે. અને મેઘને પણ હરાવે એવો સોનાનો વરસાદ તેના ઘરમાં થાય છે. અને સેવક જનની ભેટ રૂપી પુષ્પો સદા આનંદથી ધારણ કરે છે. ॥ એમ હસ્ત સંજીવન ગ્રંથમાં હસ્ત જોવાની રીતિ કહી. ॥ ॥

॥ શ્રી ગણેશાયનમઃ ॥

હવે જગતના ગુરૂનો સિદ્ધીથી ભરેલો ક-

ધ્યાણરૂપ હસ્તનું સ્મરણ કરી રેખાશાસ્ત્રનો વિચાર વિચારીએ છીએ, પ્રથમ કહી આવેલી રીતી પ્રમાણે શુભ દિવસે જ્ઞાની પુરૂષ પોતાના હસ્તમાં શ્રીફળાદિક લઇને ગુરૂની પાસે હસ્ત દેખડાવે, અને શિવ સામુદ્રિકમાં પણ કહ્યું છે કે સારો હસ્ત નક્ષત્રવાળો દિવસ જોઇને શુભગ્રહ મંગળકારક જોઇ ગુરૂએ ચડતે પોહોરે યજમાનનો હસ્ત જોવો. જોવાની વખત પ્રથમતઃ આયુષ્યરેખા જોવી તદનંતર બીજાં લક્ષણો તપાસવાં કારણ કે જો આયુષ્યજ જેનું અલ્પ હોય તેમને બીજા લક્ષણો વડે શું વળવાનું ? કાંઇ પણ નહીં. મણિબંદ પર્યંત હસ્તરેખા જોવી પુરૂષનો ડાબો હાથ મધ્યમ કર્મના ફળને આપે છે અને સ્ત્રીનો ડાબો હાથ સંપત દોલત આપનાર થાએ છે. કહ્યું પણ છે કે પુરૂષનો જમણો હાથ અને સ્ત્રીનો ડાબો હાથ જ્ઞાની ગુરૂએ જોવા. વિવેક વિલાસ ગ્રંથમાં કહ્યું છે કે ઉ-

ત્પાત પીઠનું ચિન્હ. તળ. મસો અને કોઇ પ્રકારના જખમથી થયેલું ચાઠું સ્પર્શન. સ્ફુરણું (અંગનું ફડકવું) એ સર્વે પુરૂષનાં જમણા અંગમાં હોય તો શુભ ફળની નીશાની છે. એવાંજ ચિન્હો સ્ત્રીઓને, ડાબા અંગમાં હોય તો શુભ ફળ આપે. ત્રણે અવસ્થામાં પુરૂષને ત્રાતાદિ ચિન્હ જમણી બાજુ હોય તો શ્રેષ્ટ ગણાય છે એમ કેટલાએકનું મત છે. ત્રણ અવસ્થા ગણવાથી બાળકનું પણું શુભ અંગ જોવું અને ડાબા હાથનું ફળ ૧૫ પંદર વર્ષ વીત્યા પછે શોળમે વર્ષે જોવું. મનોહર ગરમ અને રાતો છિદ્ર વગરનો ડાઘા વા કાપ વગરનો માંસલ ચીકાસવાળો લાલ નખવાળો લાંબી આંગુલીથી શોભીતો હાથ વિશાળ એ શુભ સંમજવો. લાંબો ટુંકો અને ગરમી વગરનો પસીનાવાળો કઠોર પણ ઢીલો ડાઘવાળો એવો હાથ નિર્ધનપણાનું દુઃખ દેખડાવે છે. હાથની તળી

જો લાલ વર્ણની હોએ તો તે ધનવાન થાએ. અને કાળી હોએ તો મદિરા પીવાવાળો થાય. પીળા રંગની હસ્ત તળી હોએ તો અગમ્યાગમન કરાવે. ડાઘ વા કુષ્ટવાલી હોય તો ધન વગરનો કરાવે. જો હાથનું તલું ઉંચું હોએ તો ઘણો ચતુર હોય. નીચું દબાયેલ હોય તો પિતાના ધનથી રહીત થાય તળ પાતળું હોય પણ ગોળાકાર હોએ તો ધનવાન અને જો તે વિષમ હોય તો નિર્ધન પ્રકરણમાં પણ એમજ કહ્યું છે. જો હાથનો પાછલો ભાગ વિશાળ અને પીળો ચીકાસવાળો ઉંચો હોય.તો સારા ફળને દેનારો સમજવો. અને જો બેડોળો લૂખો પાતળો મોવાળાવાળો માંસથી ખાલી પડી ગયેલો અને મણિબંધની સાથે સરખાવતા માપણીમાં જરા પણ ઉંચો નહી એવો હસ્તપૃષ્ઠ હોય તો કદિ પણ સારો ન ગણવો. કહ્યું પણ છે કે હસ્તપૃષ્ઠ સર્પની ફણીના

આકાર જેવો અને વાળ વગરનો માંસે ભરેલો ઉંચો મણિબંધથી યુક્ત એવો હસ્તપૃષ્ઠ ઉત્તમ ગણવો. અને હાથનું તળું કઠણ અને ઉંચું હોય તો તે દાતાર સમજવો અને તળું એકદમ પાતળું હોય તો તે કૃપણ (કંજુસ) સમજવો. જો તળું વાંકું અને ટુકું અથવા ઘણું હદથી લાંબૂ એ શુભ ગણવું નહી. કરમાં રેખા ચૌમર અને ચક્ર વાળી હોય સૂક્ષ્મ અસ્ફુટિત હોએ તે શુભ જાણવી. હવે આંગુલીનો વીચાર પુરૂષના હસ્તની આંગુળીયો લાંબી અને કોમળ બેડોલ્લી નહી અંગુલી પર્વ પાતળા અને ઘાટેલી ઘુટેલી આંગુળીઓ શ્રેષ્ઠ ફળ કરે. પણ તેવીજ કદી સ્ત્રીયોની હોએ તો તેણીયોને શ્રેષ્ઠ નહી કેહેવી. એકેક અંગુલીથી ઘણી છેટે માંસ વગરની જાડીઓ વાંકી ચૂકીયો એવી આંગુલીઓ દરિદ્રતાને આપે છે. જો તે અંગુલી બાહેરના ભાગમાં પાંતલી હોએ તો શખંઘાલ

કરાવે. અને માંસલ ચીપેલી દ૮ હોય તો ધ-
નને આપે. તે માટે પ્રકરણમાં પણ કહ્યું છે કે
અને વિવેક વિલાસમાં પણ કહ્યું છે કે જો
અંગુલીયોના મધ્ય ભાગ ચીકાસવાળા હોએ
તો ધન આપે છે. અને તેજ તો રૂક્ષ અને ડાઘ
વાળા હોએ તો નિર્ધનતા આપે. તર્જની અને
મધ્યમાં અનામિકા કનિષ્ઠા એ અનુક્રમથી
આંગુલીના અંતરમાં ડાઘ ક્ષત અથવા રૂક્ષ જો
હોએ તો તેવો પુરૂષ કદિ ધનવાનને ઘેર જ-
ન્મેલો હોએ તોય પણ તેને જન્મથી એક બે
અને ત્રણ વર્ષ પર્યંત ખાધાનું કષ્ટ થાય મા-
તાનું ધાવણ અથવા અન્ન ભક્ષણ વખત દુઃખ
ભોગવું પડે એમ કેટલાએકનું મત છે. પ્રકર-
ણમાં પણ કહ્યું છે એનું ભાષ્ય. તર્જની અને
મધ્યમાંનો અંતર ઘન હોએ એટલે તર્જની
મધ્યમાં બેહું સાથે મેલેલી હોએ તેમજ મ-
ધ્યમાં અને અનામિકા બેહું મલેલાં હોય તેમજ

અનામિકા કનિષ્ઠા તો તેવા પુરૂષને ધન માતાના પક્ષથી ઘણું મળે. અને મધ્યમાંની છેલ્લી રેખાથી તર્જની વધારે ઉંચી હોએ તો પિંતાના પક્ષથી દ્રવ્ય મળે. તેમ ન હોય તો દુઃખ મળે. ઈશ્વરી નિયમ વગર જો અંગુષ્ઠ અથવા આંગુલીયો જો વધ ઘટ પણાને પામે છે તે તેવો પુરૂષ ધન ધાન્યે કરીને તો શું પણ આયુષ્યેં પણ હીન થાય છે. જો નિયમ મુકીને મધ્યમાં વધારે લાંબી હોએ તે તેવો નર સ્ત્રી વગરનો થાય ( અર્થાત્ સ્ત્રી મરણ પામે ) જો અનામિકી અંગુલી લાંબી હોએ તો તેવો પુરૂષ વિદ્યાકળાનો ભોગી થાય. ( અર્થાત્ સર્વ વિદ્યા ભણે નહી પણ સર્વના મર્મને સમંજવાનો રશીયો થાય ) એ સર્વ પ્રકરણ વિષય છે એમ કેટલાકનો હાર્દ છે. હવે આંગુલીના પર્વરેખા ( એટલે મધ્યના ત્રણ કાપાઓ ) તે સ્વનિયમને ત્યાગીને ગમે તેવી જગાયે પર્વ

હાએ એમ જેની અંગુલીમાં દેખાય અને તે લાલ આંગુલીયો હાએ પાંચે. તો તેવા પુરૂષ દીર્ઘાયુષ્યને ભોગવે છે. જેના હાથમાં હદથી વધારે લાંબી અંગુલીઓ હોય અને તે કદી મળેલી (બેવડી) હાએ તો તેવો નર સદા વિરહી અવસ્થા ગુજારે. અને જો ટુંકા અંગુલીઓ હોયતો દરિદ્રી થાય. જેની આંગુલીમાં માત્ર એકજ જવ હોય તો તે પચાસ વર્ષની આયુષ્ય વાળો ગણવો. એમ બે હાએ તો ચાલીશ. ત્રણે ત્રીશ ચારે વીશ પાંચે દશ વર્ષ સમજવાં. જો લલાટમાં યવનું ચિન્હ હાએ તો ૧૦૦ વર્ષ પૂર્ણ આયુષ્ય ભોગવે એમ રેખાપંચકથી કેહેવું ॥ હવે જો મણિબંધ ઉપર ત્રણ પંક્તી યવંની હાએ તો તે રાજા થાય. કદાચિત યવની પંક્તી હસ્ત પૃષ્ઠપર હાએ તો વલી તેથી અધિક ફળ કરે. જો બે શ્રેણી (હાર) જવની હાય તો ધનવાન સુખી. અને રાજાનો મંત્રી

થાય. એક પંક્તી હોએ તો મોટો શેઠીઓ ગણાય. પ્રકરણમાં પણ કહ્યું છે એમ મણિ બંધનો વિચાર કહ્યો. હવે રેખા વિચાર લખુછું મણિબંધથી પિતૃરેખ અને કરભથી આયુષ્યરેખા તથા માતૃરેખા એમ ત્રણે રેખાઓ તર્જની અને અંગુષ્ઠના મધ્યમાં સંપૂર્ણતાથી અને દોષ રહિતો આવી મળેતો તેવા પુરૂષના ગોત્રમાં ધનમાં અને આયુષ્યમાં વધારો થાય એમાં શકા નથી. એ ત્રણ હસ્ત રેખાઓ છે તે ત્રણ લોક છે એમ ભાવના કરવી. પિતૃરેખા સ્વર્ગ લોક. અને માતૃરેખા મનુષ્ય લોક અને આયુષ્ય રેખા પાતાલલોક એમ જમણા હાથમાં જાણવી. હવે એમજ ત્રણજ રેખા ઉપરથી અનુક્રમે ધાતુ મૂળ જીવની બાબત પણ સમજવી. જો એ રેખાઓ ડાબા હાથમાં જોવાની હોએ તો અનુક્રમે વિલોમ ( ઉલટી ) રીતે જીવ મૂળ ધાતુની બાબત કેહવી. પિતૃ માતૃ ને આયુષ્ય રે-

ખાના અનુક્રમે બ્રહ્મા વિષ્નુ અને શંકર એ ત્રણ અધિદેવ સમજવા. હસ્તતળની ચારે દ-શાઓનાં અનુક્રમે ચાર દિગ્પાળ શક્રાદિ ( ઈંદરને આદિ ) ચાર સમજવા. એજ રેખા-ઓમાં અવસ્થા, પણ સમાએલી છે. જેમ કે પિતૃરેખા બાળાવસ્થા. માતૃ રેખા તારૂ-ણ્ય અવસ્થા. આયુષ્યરેખા વૃદ્ધાવસ્થા તેજ કફ વાત પિત્ત રૂપ સમજવી, તેમજ ચર સ્થિર અને દ્વિસ્વભાવનો ગુણ પણ એનેજ અનુક્રમે સમજવો, તેમ પુરૂષ સ્ત્રીને નપુ-સક પણ એજ રેખાઓ. સત્વ રજોગુણ ને તમોગુણ વાલી ક્રમથી સમજવી. ત્રણે રેખા-માંથી જે રેખાનું પ્રાધાન્ય ( અધિકપણુ દેખા-ય ) તેનું સ્વરૂપ કૈએ છીયે, જો જમણા હાથ-માં જે રેખાનું અધિકપણુ હોએ તે લોકથી જીવ આવેલ છે. એમ કહેવું. અને ડાબા હાથ-માં જે રેખાનું આધિક્ય દેખાય તે લોકમાં જ-

શે એમ કહેવું.આંહીં ભાષ્યકાર ખુલાશો આપે છે કે પિતૃ માતૃ અને આયુષ્યરેખા એ ત્રણ-માં જો જમણા હાથમાં પિતૃરેખાનું અધિકપણુ દેખાય તો તે રેખા નિર્દોષ સુલક્ષણ વાળી શ્રેષ્ઠ ગુણ દેખાડતી હોય તો કહેવુંજી સ્વર્ગલોકથી જીવનું આગમ થયું છે. ડાબા હાથમાં અધિકય પિતૃરેખાનું હોએ તો કહેવું જે હવે પછે ઉર્ધ્વ લોકમાં જાશે. એમજ માતૃરેખામાં મનુષ્ય લોક અને આયુષ્યરેખામાં પાતાળ લોક સમજવો. એમ સર્વ ચર અચર પ્રાણીઓ રેખાના બલથી સમજવા. ભુત ભવિષ્ય અને વર્ત્તમાન પણ સમજવું અનુક્રમથી. જેમ દીપકથી ગૃહાદિકના પદાર્થો દેખાય છે તેમ ત્રણ રેખાના બળથી સવ પ્રકાશિત થાય છે. અને પ્રકરણમાં પણ કહ્યું છે કે ( હવે એ ત્રણે રેખાઓના ગુણ કહીયે છીએ. ચીકાસવાળી નાની ઉંડી લાંબી પિંગલ: અવિછિન્ના સૂધી સરલરે-

ખાઓ મનુષ્યના હાથમાં હોએ તો ફાયદો કરે. જો રેખાઓ રાતી અને ઉંડી હોય તો તે પુરૂષ ત્યાગી અને દાની થાય. પીળાસવાલી હોએ તો સુખ આપે. બારીક ઝીણી હોએ તો લક્ષ્મી વધારે. મૂળમાંથી છેડા પર્યંત કાયમ હોએ તો સૌભાગ્યને આપે. એમ રેખાઓ જો કપાએલી જાડી કોઇ પણ આંગુલીને લાગેલી અશલ જગ્યાથી કપાએલી ખુલ્લી અને કાલી હોએ તો ખરાબ ફળ દે. જો આંગુલીને લાગેલી હોએ તો કલેશ કરાવે. જો કપાએલી હશે તો આયુષ્યનો સંશય. જાડી અને કાલી હશે તો ખરાબ લુખું ભોજન આપે અને થાંપણ ક્યાં રાખી હોએ તો જતી રહે. એકદમ ઘણી રેખાઓ હાથમાં હોએ તો કલેશને આપે. થોડી હોએ તો ધનહીન પુરૂષ થાય. ચાર પાંચ અથવા છ બશ્ છે. ઘણી રેખાઓ દરિદ્રી કરે. પ્રકરણમાં પણ કહ્યું છે. કે હવે આયુષ્ય રેખા

જેટલી આંગુળીઓ મુકીને આગળ વધે તેટલી પચીશી ગણવી. જેમકે કનિષ્ઠાના મૂળથી મધ્યમા સુધી છે તો ત્રણ પચીશી અર્થાત ૭૫ પોણોશો વર્ષની આયુષ્ય ગણવી. અને એકદમ તર્જનીને પોચી ગએલ હોએ તો ૧૦૦) સો વર્ષ કેહેવાં. બીજા વીચારથી દુઃખ રોગ કાળ હાનિતાથી વીશી ગણવી. આયુષ્ય રેખાનીજ આકૃતીથી અધિકાલ્પ જીવીત કેહેવું. આંહી સમુદ્ર મુનિના વચનનેજ પ્રામાણિક ગણવા સારૂં હસ્તચિન્હનો પ્રકાર કહીએ છીએ. ગુરૂએ કહ્યું જે હસ્તચિન્હ તેથી તરત દેખાઈ આવે છે કે શુભ અશુભ જીવીત મરણ. જેમ કે જો આયુષ્ય રેખા તર્જનીના અંત સુધી ગયેલી હોએ તો ૧૦૦ શો વર્ષ આયુષ્ય દે. અને તેજ રેખા વેધ વાલી અર્થાત વચમાંથી કપાએલી હશે તો તે ઘાત સમજવી. જો ડાબા કરની આયુષ્ય રેખા વેધ વાલી હશે તો જળ

માં મૃત્યુ કરાવશે. આડી નહી જતા સરલ વેધ વાલી હશે તો પણ પાણીમાં મૃત્યુ છે કહેવુ. અથવા શસ્ત્રવડે મૃત્યુ છે.જમણા હાથની આયુષ્યરેખા સરલ અને વેધવાળી હશે તો બંધનથી મૃત્યુ છે. એમ જાણવું. અથવા કોઈ અસાધ્ય મહારોગથી મરણ છે. વનરેખા (માતૃરેખા) જેની લાંબી હોય તેને ધનસુખ ઘણું છે કહેવું. જો તે રેખા ભિન્ન ભિન્ન કપાએલી હોએ તો જુદે જુદે પ્રકારે ધન મળે કહેવું. અને ખરચ પણ. જો ધનરેખા ત્રીશૂળરેખા સાથે મલેલી હોએ તો ઘણો વખત ધન રેહેશે નહી એમ સમજવું. જો ધનરેખાના મધ્યમાંજ ત્રિશૂળરેખા આવેલ હોએ તો નીચ દ્રવ્ય સમજવું અર્થાત છળ કપટ જુગાર ચોરીથી મળેલું છે એમ કહેવું. જો ધર્મરેખા (પિતૃરેખા) મધ્યમાનાં મૂળમાં ગએલી હશે તો તે વજ્રરેખા સાથે મળેલી હોય. વા વજ્રરેખા અલગ હોએ તો પણ તે ધાર્મિક શ્રદ્ધાળું થશે. એમ

કહેવું. જો અનામિકાના મૂળમાં વજ્રરેખા હોએ તો કીર્તિવાન નર જાણવો. જો તેજ રેખા અંગુઠાથી તર્જની પર્યંત અને આયુષ્ય રેખાનો સંબંધ ધરાવતી હોએ તો ત્રણ રેખાના યોગથી ધન કીર્તિ મેળવીને અલ્પ આયુષ્યવાન થશે. ત્રણ રેખાથી જળમાં મરણ સમજવું. જો ચારનો યોગ થયો તો રણમાં શત્રુથી મરણ. હવે જો અંગુઠાની ઉપર જવ ( યવ ) નું ચિન્હ અને તે જવ સંપૂર્ણ દિશે તો સદા પુરૂષને આબરૂ યશ આપનાર છે કહેવું. જો તે જવ વચમાંથી કપાઇ ગયો છે તો પચાશ વર્ષ પછે આબરૂ પ્રતિષ્ઠા મેળવી શકે કહેવું. હાથની આદિમાં જવ હોએ તો લક્ષ્મી અને સૌભાગ્યને આપે કહેવું. તે જવની પાશે શંખલારેખા હોએ તો રૂપવાળો અને ધન વાળો પુરૂષ થાય. અંગુઠાની મધ્યમાં ત્રણ જવ હોએ તો મોટો વિદ્વાન થાય અને વિદ્યાથી પ્રખ્યાતી મેળવે અને ધનવાન પણ થાય. અને તેનો જન્મ શુકલપક્ષમાં

થયો છે કહેવું. અને જો જવ ડાબા અંગુઠામાં હોએ તો રાત્રીનો જન્મ થયો છે. જવ જો જમણા અંગુઠામાં હોએ તો દિવસનો જન્મ થયો છે કહેવું. જો બેહુ અંગુઠામાં જવ હોએ તો કૃષ્ણ પક્ષમાં દિવસનું જન્મ કેહેવું. જો આયુષ્યની રેખામાં આડી અંકુશની માફક કોઇ રેખા હોએ તો હાથીનો ભય કહેવો. અને તે રેખા છિન્નભિન્ન હોએ તો જળથી ભય કહેવો. આયુષ્યરેખામાં કોઇ આડી રેખા બીજી પડી હોએ તો તે અંતમાં આકાશથી મરણ ભય અથવાં ઉંચેથી પડવાની બીક કહેવી. ને તે રેખા કાળી હોએ તો પૃથ્વીથી ભય કેહેવો. જો આયુષ્ય રેખામાં મધ્ય ભાગમાં જો બીજી કોઇ રેખાઓ એક દીર્ઘા અને બીજી ટુંકી એવો યોગ હોએ તો ઉંચા ઘરથી પડશે. એમ કહેવું. જો આયુષ્ય રેખાને તળે બીજી લાલ રેખા જો હોએ તો રક્ત વીકારથી કંઠમાળા. હરસ આસીસરા

વગેરે રોગોથી દુઃખ તે તે વર્ષમાં કેહેવું. જો આયુષ્ય રેખાની વચમાં સફેત છાંટા હોએ તો સન્નિપાત રોગ તે વર્ષમાં કહેવાં. રાતા વા કાળા હોએ તો અંડ વૃદ્ધિ રોગ કહેવો વા નપુંસકતા કહેવી. પિતૃરેખા અને અંગુષ્ઠ રેખાની વચમાં જેટલી ઉર્ધ રેખા હોએ એટલી સ્ત્રીનો ભોગવનાર કેહેવો. જો તેમાં વેધ હોએ તો કલેશ ભોગવે કહેવું. અંગુઠાના મૂળથી આરંભીને મણિબંધ સુધી જેટલી રેખાઓ અધિક અંગવાળીઓ હોય એટલાં સંતાન ( ફરજન ) કેહેવાં જો તે લાંબી રેખાઓ હોએ તેટલા પુત્રો કહેવા અને ટુંકીઓ રેખાઓ હોએ તેટલી છોકરીઓ કેહેવી. અથવા બધુની સંખ્યા પણ કેહેવી એમ કેટલાકનો મત છે. અંગુઠાની સમીપ જેટલા યવ ( જવ ) હોએ તેટલા સર્વે ધનમાં વધારો કરનારા છે. માતૃરેખા માંહેલા યવો સામાન્ય અથવા નાનાનું ધન આપનારા સમજ-

વા. પણ આયુષ્ય રેખાવાળા જવો તે કશું પણ આપતા નથી. જો કનિષ્ઠા અને અનામિકાનો યોગ અર્થાત બન્ને નિરંતર યોગ સંધાઈ ગએલ હોય તો કુટુંબમાં,ધાડો સ્નેહ રહે. તેવો યોગ ન હોએ તો પ્રીતિનો છેદ કરે છે. જો આંગુલીમાં કાણા કાપા વગેરે ડાઘ હોએ તો તે દરિદ્રતાની નીશાની છે. અને જો હમેશ ભીનાસવાલીઓ હોએ તો ધન આપે છે. તર્જનીમે નીચે ત્રિવેણી ( ત્રણરેખાનો યોગ ) માં બે રેખાઓ ભલતીજં પડીઓ હોય તો તેમાં પ્રથમ પિતાનું મરણ અન્યથા - માતાનું પ્રથમ મરણ યોગ સમાયલો છે. પિતૃ માતૃરેખાનો યોગ ગૃહવેધ યોગ બતાવે છે. તેવોજ યોગ ડાબા હાથમાં મળી આવે તો કલત્ર મિત્ર સંબંધ યોગ બતાવે છે. જો નિયમથી કનિષ્ઠા અંગુલી લાંબી હોએ, તેઃ ઉર્ધ્વ રેખા વાલી હોય તો વેપારમાં લાભ અને યશને આપે. જો

આયુષ્યરેખાનો મધ્ય ભાગ છેદવાળો હોએ તો જળ અથવા અગ્નિથી ભય રહે. અને અંગુષ્ઠ પિતૃ રેખાની વચંમાં બીજી ૪ ચાર રેખાનો યોગ હોએ તો વીંછી તથાં ડાઢવાળા પ્રાણીથી ભય રહે કહેવું. જો આયુષ્ય રેખાની અંતમાં અંગુષ્ઠ અને માતૃ રેખાની સંમીપ મુખવાળી બીજી રેખા મળતી હોએ તો તે પુરૂષ પૂર્વ વીશીમાં એટલે પેહેલી અવસ્થામાં સુખી રહે, પણ છેલ્લી જીંદગીમાં તે દુઃખમાં દિવસ ગુજારે. અને તે નિર્ધનતા ભોગવે. જો અંગુઠાના કોઈ બીજા ભાંગપર યવ હોએ તો પિતાને પીડા અને યોવન અવસ્થામાં ધનથી સુખી રાખે. એમ હસ્ત ચિન્હનું વ્યાખ્યાન સમાપ્ત થયું. હવે રેખા વિચાર કહુંછું. જો કનિષ્ઠ આંગુલીના મૂળથી આયુષ્ય રેખા તર્જની પર્યંત કાપ વગરંની પોહોચેલી હોએ તો ૧૦૦) પૂર્ણ શો વર્ષની આયુષ્યવાંળો સમજવો. અને જો તે રેખા અ-

દયમા પર્યંત હોએ તો ૮૦) એંશી વર્ષની આયુષ્યવાળો. અને જો અનામિકા પર્યંત હશે તો ૬૦) સાઠ વર્ષની આયુષ્ય. જો રેખા ટુંકી ત્યાંજ કનિષ્ઠામાંજ રહી હોએ તો ૩૦ અથવા ૨૦) વીશની આયુષ્ય કહેવી. એમ પ્રકરણમાં જરા વિશેષ કહ્યું છે એમ આયુષ્ય રેખા વીચાર. આયુષ્ય રેખા વિચાર સમાપ્ત. હવે જો કરભથી માતૃરેખા લાલ અને તુટેલી હોએ તો ધનને આપે. તેનીજ પાશે આયુષ્ય તેજીવ રેખા મુખ્ય હોએ તો સંતાન આપનાર છે. અંગુઠાની સમીપ જેટલા જવ હોએ તેટલી વાર ધનની પ્રાપ્તિ કહેવી. પ્રકરણમાં પણ કહ્યુ છે કે એમ ધનરેખા વિચાર પૂર્ણ થયો. હવે જો પિતૃરેખા (ગોત્રરેખા) અખંડ હોએ અને વેધ રહીત હોએ તો તે ગોત્રમાં (પોતાના કુટુંબમાં) મોટો ગણાય. અને સર્વ કુટુંબને પાળે. ને જેટલા યવ આંગુલી (માથા) ને

સામ્મે હોએ તેટલા જણ પિતાના ધનના ભાગીદારો થાય. (રાજા) એટલે અંગુઠા પાસે જેટલા જવો હોય તેટલા બીય બોલનાર ભાઇઓ સર્વે કાર્યમાં સહાય્યકારી સમજવા. પ્રકરણમાં પણ જો કુળરેખા (પિતૃરેખા) મણિબંધથી ઉર્ધ્વ રેખા અંગુઠા સામી હોએ તો શ્રેઠ રાજશ્રયી સુખને આપે. એજ રેખા તર્જનીને પહોંચતી હોએ તો રાજા અથવા રાજમંત્રી થાય. અથવા કોઇ મોટું સ્થાનક ભોગવે અથવા આચાર્ય વા સૈન્ય નાયક થાય. પ્રકરણમાં પણ કહ્યુ છે. શિવ સામુદ્રિકમાં પણ કહ્યું છે કે, અંગુષ્ઠ (રાજા) ઉર્ધ્વરેખા મણીબંધ સુધી ઉત્તર તરફ ગઇ હોએ તો યશ અને લક્ષ્મી આપે. જો ઉર્ધ્વ રેખા ચારે અંગુલીમાં હોએ તો નાના પ્રકારના સુખભોગ આપે. એમ સમુદ્રમુનિનુ વચન છે. એમ ઉર્ધ્વ રેખા વીચાર કહ્યો. પ્રકીર્ણ રેખા કહુંછું કે—સ્ત્રીરેખા ડાબા હાથમાં આ-

મુખ્યરેખા અને કનિષ્ઠાના મધ્યમાં હોએ તે સ્વભાવથી સમજવી. વિવેક વિલાસમાં પણ કહ્યું છે કે આયુરેખા કનિષ્ઠાના અંતરમાં જે રેખા તે સ્ત્રીને આપનાર છે. પણ તે રેખાઓ (એકી) માં એટલે બે ચાર છ એમ હોએ તો સારી નીવડે. અને વિષમ ( એકી ) એક ત્રણ પાંચ એમ હોએ તો ખરાબ વ્યભિચારિણી નીવડે. પ્રકરણમાં પણ હવે હસ્ત ચિન્હરેખા કહુંછું. પિતૃ રેખા અને અંગુષ્ઠ રેખાના વચમાં જેટલી ઉંચી રેખાઓ તે સ્ત્રી રેખા કહી છે તે પોતાની અથવા પરની સ્ત્રી સાથે ભોગ વ્યવહારની બાબતમાં કહ્યું છે એ કાંઇ વિવાહ કરી પરણી લાવ્યો તે સ્ત્રીની બાબત નથી. કનિષ્ઠા ( તારા ) ની પાસેથી બંધમણી સુધી જેટલી રેખાઓ સૂક્ષ્મ દેખાય તેટલી સ્ત્રી યોગ પુરૂષને અને સ્ત્રીને તેરે યોગ હોય તો સ્રીને પુરૂષો તેટલા પતિ થાય; સ્ત્રીને જમણા

હાથમાં પતિ રેખા અને તેજ આયુષ્ય રેખા અને તેમાંજ વિધવાપણાનો યોગ રેહે છે. કોઇ પણ દેહમાં પુષ્ટ એટલે મજબૂત. સંપૂર્ણ લક્ષણ વા અલક્ષણ હોય તેમાં જેનું બળ વધારે હોય તે ફળને આપે. અને જેને સ્ત્રી સંગમ લક્ષણ નથી તેને યોગી વગેરે કેહવો. તેમજ સ્ત્રીને પણ પતિ રેખા સંગમન ન હોયતો તેવી સ્ત્રી યોગિની આર્યા વગેરેથી ઓળખાય. લક્ષ્મી રાજ્ય વાહનાદિ જ્ઞાન ઐશ્વર્ય વંશાદિ સર્વ સુખકર ચિન્હ જમણા હસ્તથી પરિક્ષા કરવી. સ્ત્રીને ડાબાથી. સ્ત્રીને જ્ઞાન યાત્રા તપ પવિત્રતા ગુરૂ સુખ એ સર્વ જમણા હાથથી જોવું. એમ સ્ત્રીરેખા વિચાર પૂર્ણ થયો. હવે પુરૂષોને મણી-બંધથી આયુષ્ય રેખા સુધી કરભમાં જેટલી રેખાઓ હોય તેટલાં સંતાન કહેવાં. સંપ્રદાય એટલે કુળ જાતિ વિચારનો આશ્રય લેવો પડે છે. હસ્ત બિમ્બકારે પણ કહ્યું છે કે કરભમાં

જેટલી ઉંચી રેખા હોય તે સર્વે સંતાન આપે. બેકીની સંખ્યા હોય તો કન્યા અને એકી હોએ તેટલા છોકરાઓ આપે. રોગીને સંતાન વિષે વિચાર કરવો. જેમકે આર્યાં સાધ્વી યોગિણીના ધણીની બાબતમાં. હવે બીજે ઠેકાણે ભોજકૃત સામુદ્રિકમાં વિસ્તારથી કહ્યું છે. તે વર્ણવાને કોણ શક્તિ ધરાવશે? એમ કેટલાક કહે છે. જેટલી કરભમાં રેખાઓ હોય તેટલી પુત્રદેવા વાળીઓ. અને કનિષ્ટામાં હોએ તે સ્ત્રી આપનારી. અંગુઠાના મૂળમાં રેખાંઓ તે ભાઇઓ વગેરે આપે છે. મણિબંધથી અંગુઠાના મૂળ સુધી જેટલી રેખાઓ તળીની સામ્મે હોએ તેમાં જીણી સૂક્ષ્મ હોએ તે બેહેનો (ભગિની) આપે. અને સ્થુળ જાડી ખુલ્લી રેખાઓ ભાઇઓ આપે. તેમાં પણ જેટલી અપ્રસિદ્ધ રેખાઓ તેટલાં સંતાનનો નાશ. અને જે પ્રસિદ્ધ રેખાય તેટલાં જીવંત રહે. આ સ્થળે

બીજાં મતો લખુંછું કે પ્રથમ સર્વજ્ઞ સર્વદર્શન-કારોમાં શ્રેષ્ટ બુધ દેવને નમીને હવે આ પુરૂષોનું સામુદ્રિક લક્ષણ કહીશ. એમ જૈન સામુદ્રિકમાં કેટલાકોનું મત છે. તેમજ વિવેક વિલાસમાં કહ્યું છે કે મણિબંધથી આયુષ્ય રેખા સુધી સ્પષ્ટ રેખાઓ ભાઇઓ આપે. અને અસ્પષ્ટ તારા ( કનિષ્ટા ) સુધીની પુત્રો. તેમાં પણ જે સ્પષ્ટ નહી અને ટુંકી હોએ તો ભાઇઓના આયુષ્યને તોડે. જો અંગુઠાના મૂળમાં જેટલા યવ દેખાય તેટલા છોકરા થાય. સંતાન રેખા સઘળી મચ્છ અને અંગુઠાની વચમાં થાય એમ સઘળા પંડિતોનું મત છે. પ્રકરણમાં પણ હવે એમ ભાઇઓ અને પુત્ર રેખા કહી. હવે જો યવ અંગુઠાની વચમાં હોય તો, તે નર વિદ્યા સંપત્તિથી વિખ્યાત થાય. અને સુદમાં જન્મ છે કહેવું. પણ ડાબા અંગુઠામાં તેમ હોએ તો તે પુરૂષનો જન્મ સુદમાં રાત્રીએ થયો છે જન્મ-

ણામાં યવ હોય તો વદમાં દિવસનો જન્મ કહેવો. એમ વિદ્ધ વિદ્ધ વિચારથી સુદ વા વદ પક્ષનો ફેરફાર થાય છે. વિવેક વિલાસ જૈન સામુદ્રિકમાં આમ કહ્યું છે કે જો જમણા અંગુઠામાં યવો હોય તો શુકલ પક્ષમાં જન્મ અને ડાબામાં હોય તો કૃષ્ણ પક્ષમાં જન્મ થયો છે. પ્રકરણમાં પણ કહ્યું છે કે, જો અંગુઠાના પેટમાં ત્રણથી વધારે યવ હોએ તો તે નર ભોગી સદા સુખી રહે. કદાચિત ઘણા જવ ન હોય અને એક હોય તો પણ ફળ સરખું કરે. હવે ૩૨ બત્રીશ રેખાઓનો વીચાર લખુંછું. છત્ર ૧. આમંર ૨. ધનુષ્ય ૩. રથ ૪. વજ્ર ૫. કાચબો ૬. અંકુશ ૭. વાવ ૮. સસ્તિક ૯. તોરણ ૧૦. જવ ૧૧. સિંહ ૧૨. વૃક્ષ ૧૩. ચક્ર ૧૪. શંખ ૧૫. હાથી ૧૬. સમુદ્ર ૧૭. કળશ ૧૮. દૈત્ય ૧૯. મચ્છ ૨૦. યવ ૨૧. સૂર્ય ૨૨. ચંદ્ર ૨૩. કમંડલુ ૨૪. ત્રાજવું ૨૫. ઘર ૨૬. અરિસો ૨૭. બેલ ૨૮. પ-

તાકા ૨૯. હસ્તિ ૩૦. કમળ ૩૧. મોર ૩૨. ॥

એનું ફળ હસ્તિ બિમ્બાકાર કહેછે કે જો મણિબંધના મૂળમાં હથેળી સામુ મુખવાળું મચ્છ હોય તો તે મનુષ્ય સહસ્ત્રાધિપતિ થાય. જો મગરમચ્છ હોય તો દશ હજારનો માલેક થાય. શંખ હોય તો લક્ષાધિપતિ થાય. જેના હાથમાં દંડાવાળું છત્ર અને બે ચામર અને ધજા હોય તો તે ચક્રવર્તિ રાજા થાય. જેના હાથમાં ધજાનું ચિન્હ હોય તે વૃદ્ધાવસ્થામાં સુખી થાય. જેનો કરભ માંસાળ હોય અને આંગળાની વચમાં પર્વ સંધિના કાપાઓ પણ માંસમાં બૂડેલા હોય તેમજ કરભથી નિકળેલી અંકુશના આકાર વાળી રેખા માતૃ રેખા (ધનરેખા) માં ગયેલી હોય તો તે પુરૂષ ઘણાક હાથી વાળો રાજા થાય. હાથીની રેખા વાળો ગજપતિ હાથીની પાળના કરે. સિંહ રેખા વાળો શૂરવીર. બેલની રેખાવાળો ઘણી ગાયોનો

પાળક થાય. શંખ રેખાવાળો ઘણો સ્વરૂપવાન થાય. સૂર્ય રેખાથી પ્રતાપી શૂરવીર થાય. ચંદ્ર રેખાથી કોમળ સ્વભાવી થાય. સિંહાસન રેખાથી કોઇ ઉંચ પદવી ભોગવે તેમજ મામાથી સુખી થાય. અંકુશવાળો આબરૂદારને ઘરની હવેલી સુખી અને ધનવાન થાય. મચ્છ રેખા વાળો છેલ્લી વૃદ્ધાવસ્થામાં માતા સુધાં પોતે સુખી રહે. ભમરી રેખાવાળો રાજાની પદવી મેળવે. કાચબાની રેખાવાળો સૌભાગ્ય મદને પામે. પૂર્ણ કળશની રેખા વાળો મોટો વહેપારી અને સુખી થાય. રથ રેખાવાળો મોટા કુટુંબ-વાળો અને ઉદ્યમી અને ઘોડાગાડીવાળો થાય. તરવારની રેખાવાળો ક્રોધી કલેશવાળો અને સાહસ કામ કરનારો થાય. ધનુષ્ય રેખાવાળો સર્વને માનીતો પ્રીય થાય. ચામર રેખાવાળો મંત્રીનું પદ મેળવે. પુષ્પની માળાની રેખાવાળો યશવાળો ને ધનવાળો થાય. મુકુટ ( મુગટ ) ની

રેખાવાળો રાજાને માનીતો થાય. કમળ રેખાવાળો ઘણો ભોગી થાય. જો કરભમાં તળની રેખા હોય તો પૂર્ણ આયુષ્યવાળો પુત્ર થાય. સર્પ રેખાવાળો ક્રોધી અને ધનવાળો થાય. છત્રરેખા હર્ષ અને આબરૂ આપે. સાથીઆની રેખા છેલ્લી અવસ્થામાં સુખી કરે. મૃદંગ ( વાજીંત્ર ભેદ ) રેખાવાળો છળ કપટથી દ્રવ્ય પેદા કરવામાં ચતુર અને બહું ઠંડા સ્વભાવનો થાય. ષટ્કોણ ( છખુણ ) ની રેખાવાળો ધર્મવાન ધીરો થાય. મણિ રેખાવાળો પ્રતાપી થાય. સરોવરની રેખાવાળો બહુ વચુ પ્રકૃતિવાળો થાય. બાણાકાર રેખાવાળો વિદ્યાવાન થાય. અને વિમાન રેખાવાળો મિસ્ત્રીનું શલાટનું કામ સુઘડતાથી કરી શકે, એવી રીતે રેખાના બળથી અને ન્યાય વચનથી સર્વ જાણવું. એમ હસ્ત બિમ્બસૂત્ર સંપૂર્ણ. ।। જો મણિબંધપર દશ ચક્ર હોય તો રાજા ગ્રંથમાં

યોગીશ્વર થાય અને દશ છીપ હોયતો કંગાળ ભીખારી દુ:ખી હમેશ રહે. પ્રકરણમાં પણ કહ્યું છે કે ( ઝાડ તોરણ શક્તી દેવ મંદીર એવી રેખાવાળો રાજા અથવા મોટો શેઠ થાય. વિવેક વિલાસ જૈન સામુદ્રિકમાં પણ કહ્યું જે મચ્છ, મગર, શંખ, કમળ, સમુદ્ર, એ રેખાઓ છેલ્લી અવસ્થામાં ફળ આપે છે. શો, હજાર, લાખ, કરોડ, અનુક્રમે પૈસા આપે. અને જો મચ્છાદિ રેખાઓ સંપૂર્ણ સ્પષ્ટ હોય તો. છીન્ન ભિન્ન હોય તો તેવું ફળ આપે નહી. જો સિંહાસન, સૂર્ય, ચંદ્ર, તોરણાદિ રેખાયો ચક્રવર્તી રાજા બનાવે છે એમાં શક નથી. શ્રી વત્સ રેખાંથી સુખી, અને ચક્રથી રાજા, વજ્રથી ધનવાન થાયઃ કુંડલરેખાથી ધાર્મિષ્ઠ થાય. જેને વિમાન, રથ, ઘોડા, હાથી, બેલ, રેખાઓ હોય તે પુરૂષ શત્રુના લશ્કરને ગર્વ તોડી નાખનારો થાય. એક પણ આયુષની રેખા બધે

૩૬ છત્રીશ રેખામાંથી એકજ આયુધરેખા જેને હોય તે પુરૂષ શત્રુથી જીતાય નહી અને પોતેં શુરવીર રાજા થાય. જો બન્ને બાજુથી સંપૂર્ણ વહાણની રેખાવાળો રૂપું, સોનું, રત્નોનો મોટો વહેપારી અને વહાણનો વહેપારી થાય. ત્રીકોણ નરમસ્તક નરમુખ ઉખળ એવી રેખા જેના હાથમાં હોય તે પુરૂષ ખેતીવાડીનોજ ધંધો કરે. ઘર, ચંદ્ર, ધજા, સ્વસ્તિક, કમંડલુ અને કળશની રેખાઓ જેને હોય સે લક્ષ્મીવાળો થાય. વાવ રેખાવાળો જીવતો રેહે. અને સમુદ્ર રેખાવાળો રાજા થાય. કૂપ (કુવો) રેખાવાળો સર્વ જમીનમાં જળની પરીક્ષાનું જ્ઞાન મેળવે. હાથી યુક્ત કળશ રેખાવાળો રાજા થાય. હથીઆરની રેખાવાળો મહાવીર થાય. વહાણ રેખાવાળો વહાણ વહેપારી થાય. પુસ્તક (ચોપડી) રેખાવાળો પંડિત ધાર્મિક ખાનદાની થાય. સોંથીઆની રેખાવાળો સૌભાગ્યવાળા

ત્રાંકડી ( ત્રાજવાં ) ની રેખાવાળો વહેપારી થાય. આમાં વિશેષ શૈવ સામુદ્રિકના અઢારમા અધ્યાયમાં કહ્યું છે કે જગતના પાળક અને સર્વ પ્રાણીઓને પેદા કરનાર સર્વજ્ઞ અને ચંદ્રની માફક ઉજ્વળ યશવાળા શ્રી શંકરદેવને નમન કરીને હસ્તરેખાં જ્ઞાન કહુંછું ઇત્યાદિકમાં જેમ ત્રાજવું વા વજ્રરેખા જેને હોય તે વહેપારી થાય. મચ્છ રેખાવાળો કર્મસિદ્ધિને પામે અને ધાર્મિક. ધનવાન પુત્રવાન થાય. પદ્મ કાં શંખરેખાવાળો ખજાનચી થાય. ચક્ર, ધ્વજા, ખર્ગ, રેખાવાળો રાજાનો માનીતો બુદ્ધિંવાન સર્વ વિદ્યાના જ્ઞાનને ધરાવનારો થાય. ત્રિશૂળ રેખાવાળો ધર્મમાં પ્રીતીવાળો થાય. અને તેને અંતે રાજ્ય મળે એવું સમુદ્રમુનિનું વચન છે. પ્રકરણકાર પણ કહેછે કે નહિ દેખાય એવી છિન્નભિન્ન લૂખી રેખાઓ નિષ્ફળ છે પ્રત્યુત ધન હાનિ કરનારીઓ

સમજવી. એક પણ ઉત્તમ લક્ષણવાળી રેખા ખુલ્લી અને વેધ રહીત સર્વથા શુભ ફળને આપે છે. એમ બત્રીશ રેખાનું ફળ કહ્યું. ।। જો વાડીના કીયારાની (કેદાર) રેખા અંગુઠાનીવચમાં હોએ તો સુખ, રાજ્ય, લક્ષ્મી, આપે. પણ તેની સાથે બીજી રેખા મળે તો બંધીખાનું આપે. પ્રકરણમાં પણ કહ્યું છે. કે જો અંગુઠાના મૂળમાં કાકપદ (કાગડાના પગ જેવી) રેખા જો હોય તો શૂળરોગથી તેનું મરણ કરે. એમ ડાહ્યા પંડિતો કહી ગયાછે. પ્રકરણમાં પણ કહ્યું છે. હવે અંગુઠાથી નીચે ગોત્રરેખા (પિતૃરેખા) ને ઉપર ઢાંકીને આડી રહેલી રેખાઓ કોઇ સ્થાન (ઉચ્ચપદ) ને આપે અને વિદ્યાપણ આપે. કનિષ્ટાની વચમાં અને તનુરેખા (આયુષ્યરેખા) સામી આવતી એવી રેખા તે રેખા ભાગ્ય રેખા ગણાય. વેધ વગરની હોય તો વિદ્યા અને સુખને આપે. અંગુઠામાં જવ હોય તો ભાગ્યવાન કરે. અને,

અંગુઠાના મૂળમાં જવ હોય તો વિદ્યા આપે. હસ્ત તળમાં ઉર્ધ્વ આકારમાં રેખા હોય તે મોટી દોલત આપે. પ્રકરણમાં પણ જો કનિષ્ઠાંગુલીની નીચે ધર્મ રેખા (પિતૃરેખા) મધ્યમાથી આયુષ્યરેખા સામી જતી હોય તો તેવા પુરૂષને પેટનું દરદ હમેશ રહે. અને તર્જનીની નીચે ગઇતો આંખનું દરદ કરે. વિવેક વિલાસમાં પણ કહ્યું છે કે જો અનામિકનું પ્રથમ પર્વમાં રહેલ દરેક રેખા મોટાઇ આપે. ઉર્ધ્વરેખા આયુષ્યથી નીચે રેખા તે ધર્મ રેખા ગણાય. એ બન્ને રેખાઓ સુખથી મરણ આપે. હસ્ત ચિન્હમાં તો મધ્યાના મૂળની રેખા તે ધર્મ રેખા કહી છે. પ્રકરણમાં ફરી જો માતૃપિતૃરેખા બેહુ છેલ્લે છેડે મળેલીઓ હોય તો ઘર બંધાવે. અને જુદીજ પડેલી હોય તો ઘર ખોરડાં પણ વેચી નંખાવે એવો પ્રસંગ પડે. ઘણા રેખા જો હસ્ત મુદ્રા જો કરભ સામી પડેલી હોય તે મૃત્યુ રે-

ખા જાણવી. તેનીજ નીચે બીજી હોય તો વા-
યુની ગાંઠવાળી છે અને તે પુરૂષને ગાંઠનું દરદ
કરાવે, પ્રકરણમાં પણ અને ભોજકૃત સામુદ્રિક-
માં તો જો ત્રીવેણી (માતૃપિતૃ આયુષ્ય રેખાનો
એકી ભાવ) ની નીચે મૃત્યુ રેખા હોય તો વા-
યુના ગોટાનું દરદ પુરૂષને થાય. પણ તે રેખા
મણીબંધથી નીકળીને કરભને સામી ગઇ હોય
તો વાયુના દરદવાળો કરે. ગર્ભરેખા ત્રણ રેખા
કરભથી. કનિષ્ટા નીચે થઇને મણીબંધ સામી વ-
ળતી હોય તો તે મિત્રરેખા પણ ગણાય. અના-
મિકા નીચેની રેખા આયુષ્યરેખા સુધીની રેખા
તીર્થયાત્રા કરાવે. અંગુઠાથી પિતૃરેખા સુધી
આડી રેખા હોય તે પણ તીર્થ ફળ આપે એમ
કેટલાકના મત છે. હવે પાલખી રેખા અંગુઠ
મૂળમાં જે ઉર્ધ્વરેખા હોય તો સ્ત્રી સંગમે દેવા
વાળી જાણવી. ધજાની રેખા વેપારીઓને સારી
નહી. કારણ કે તે દેશોદેશ ફરાવે. અંગુઠાથી

નીકળી પિતૃરેખામાં મળે તે યાત્રારેખા કહેવી. અને કરભથી નીકળીને માતૃરેખામાં મળે તે વિદ્યારેખા. આડી વાંકી હોય તો બાણુનો ઘા કરાવે. સીધી હોય તો પેટનું દરદ કરાવે. આંગુલીના વચમાં ત્રણ પર્વમાં ગમે તેમાં ઉર્ધ્વ રેખા હોય તો વૈરિદુઃખથી તપાવે. અને જો જમણી આંગુળીમાં હોય તો વાદવિવાદ કરાવે. કોઈ પણ રેખામાં વેધ હોય તો અલ્પફળ કરે. અને સ્પષ્ટ વેધ રહીત હોએ તે ઉત્તમ ફળ ઘણું કરે. જો અંગુઠાની (પૃષ્ઠ) પછવાડાનાં ભાગમાં નખથી નીચે પર્વમાં ગએલી જેટલી રેખાઓ હોય તેટલી વીશી વર્ષની સમજવી. અને મરણુ તથા જન્મ બેઉ રાત્રીમાંજ થાય. અને તર્જની પાછળ ભાગમાં નખથી નીચે પર્વમાં (કાપાંમાં) જેટલી લાંબી રેખા હોય તેટલીવાર રોગ કળેશ રાત્રીમાં થાય. જો મધ્યમાની પછવાડે રેખા જેટલી તેટલી વખત

ચોરીનો માલ મળે અને પરસ્ત્રી લંપટ ને રાત્રીનું ભોજન મૃગમાંસ પ્રિય તે જાણવો. જો અનામિકાની પછવાડે જેટલી રેખા પર્વમાં હોય એટલીવાર રાત્રીના જમવાથી શાંતી અ-ર્થાત રાત્રે જમે નહી. અને પરોપકાર ધર્મ કાર્ય કરે ને શુભ સ્વપ્ન જોવામાં તેને આવે. કનિષ્ઠા અંગુલી પાછળના ભાગમાં જેટલી રે-ખાઓ એટલી વખત ભયંકર કામ કરનારો થાય, અન્યાય કરે ખોટી લોકોની ચાડી ચુગ-લી કરે ધર્મદ્વેષી તે થાય. એવી રીતે ગુરૂનું ર-સંયુક્ત મેઘવિજય વચન સમજીને મેં રેખા વીચાર ફળ કહ્યું છે તે જગતગુરૂની કૃપાથી હે વાચક જનો તમારી વાક્ સિદ્ધિ કરે અને પં-ડિતોને ઇષ્ટવસ્તુનો લાભ આપે. ।। એવી રીતે હસ્તસંજીવન ગ્રંથમાં સિદ્ધજ્ઞાનમાં રેખા વી-ચાર નામનો અધ્યાય સમાપ્ત થયો.

---

॥ હુવે વિશોપકા વિશ્વા લખુંછું. ॥

જો રેખા પૂર્ણ વિશ વિશ્વાવાળી હોએ તો ધર્મવાન ભાગ્યવાન ધનવાન કરે. જો ઓગણીશ વિશ્વા હોય તો મધ્યમ ફળ આપે. અને અઢાર (૧૮) વિશ્વા હોય તો તુચ્છ અધમ ફળ સમજવું. એમ વિશ્વા વિચાર કહ્યો. હવે જો જે મનુષ્યના નખો કાચબાની પીઠ જેવા છીપત્રા અને કાળા ન હોય. અને રાતા નળીઆની નાળ જેવા ને થોડા શ્વેત થોડા લાલ એવા હોએ તો તે મનુષ્ય રાજા થાય. જો નખો વર્તુળ સૂર્યાકાર અને ભાંગેલા આડા છીપત્રા મેલા ધોળા કઠોર એવા હોય તો તે દુઃખી હોય. વિવેક વિલાસમાં વિશેષ કહ્યું છે કે જો વર્તુળાકાર ગોળ અને અંગુઠાની સાથે સર્વે આંગળીઓના નખો યવની ઉપર ઘણા લાલ ને છેવટના ભાગમાં ઉંચા એવા નખો ઘણા સારા ગણાય. જો સફેત નખ હોય તો મચ્છીમારનો માલેક થાય. ભાંગેળા નખો હોય તો રોગી થાય. વાઘના સરખા નખ

વાળો ક્રોધી અને કળેશવાન થઈ બીજાઓ સાથે લડાઈ કરે. છીપત્ર છીપ જેવા અને કાળા જાડા કપાયલા વાંકા એવા નખવાળો રાક્ષસ અધમ અને પાપી થાય. જેના નખ વીશમાં (હાથ પગના) બધે નખોમાં સફેત છાંટા બિંદુ હોય સે નર શાસ્ત્રમાં ચતુર ને વખાંણવા લાયક થાય એમ ભોજનીતીમાં કહ્યું છે. જો તર્જન્યાદિકના નખો અર્ધ ત્રીજો ભાગ ચોથો ભાગ પણ ખંડીત હોય તો અલ્પ આયુષ્યવાળો થાય. જો અંગુઠાનો નખ ભાંગેલો હોય તો તે ધર્મ તીર્થ યાત્રામાં પ્રીતિમાન થાય. જો કાચબા જેવો ઉંચો નખ અંગુઠાનો હોય તો ભાગ્યહીન થાય. એમ સ્થાન ધનના યોગમાં પણ પોતાની અભ્યાસ શક્તીવાળી બુદ્ધિના બળવડે શુભ, અશુભ, વિચાર પૂર્વક કહેવું. ।। એમ નખના પ્રકરણમાં સ્ત્રી તથા પુરૂષોનાં સામાન્ય લક્ષણો કહ્યાં. ।। હવે સ્ત્રીનાં વિશેષ ફળ કહું છું

કે જે સ્ત્રીના હાથમાં અંકુશ કુંડલ અને ચક્રનું ચિન્હ હોય તેવી સ્ત્રી રાજાની રાણી થાય અને પ્રથમ ગર્ભમાં પુત્રનો જન્મ આપે. ને જેના હાથમાં હવેલી (દેવમંદિર) છત્ર તોરણની રેખાઓ હોય તો કદાચિત તે હલકા કુળમાં જન્મી હોય તોય પણ તે રાજાની રાણી થાય. જેના હાથમાં ભાંગેલું મંદીર, ધજા, ચક્ર, તળાવ, છત્ર, એવી રેખાવાળી સ્ત્રી રાજાને જન્મ આપે એટલે તેવી સ્ત્રીનો પુત્ર રાજા થાય. છત્ર અને મોર (મયૂર) રેખા વાળી રાણી થાય. અને ત્રણથી વધારે પુત્ર વાળી થાય. કમળની માળા, અંકુશ, છત્ર, જમણી બાજુ ભમરડી એવી રેખા જે સ્ત્રીના હાથ અથવા પગમાં હોય તો તે સ્ત્રી રાજાની ભોગ કરવા માટેજ રાખેલી અને તે ડાકણી જેવી સ્વભાવે થાય. આંગળીઓની સાથે સર્વે નખો કમળની પાંદડી જેવા હોય અને કોમળ સુવાળું જેનું હાથનું

તળું હોય તે સ્ત્રી હમેશ સુખને વધારે. એ સર્વ શિવ સામુદ્રિક શાસ્ત્રનો સાર કહ્યોછે. આયુષ્ય રેખા એજ પતિ રેખા અને ચંદ્રરેખા તે ધનરેખા ગણવી. પિતૃરેખા તેજ સસરાની રેખા ગણવી. એ સર્વે સ્ત્રીઓના જમણા હાથમાં જોવાનું છે. ધર્મરેખા ઘણો ધર્મ કરાવે. દોરડાની રેખા ઘણી ગાયો તથા ધન આપે. એ સર્વે મણિબંધથી ડાબા હાથમાં જોવું, એ દામરેખા દાસ તે ચાકર નોકર અને ગાયો ભેંસો વુઝણાંનું સુખ આપે. ડાબા હાથમાં ભાગ્યરેખા જોવી તેજ સંતતી આપે. અને જમણા હાથના કરભમાં તેવી રેખા દેખાય તો પોતાના પેટનાં છોકરાંઓ તથા શોકનાં છોકરાંઓ જોવાં. જે સ્ત્રીના મધ્યમમાં અંગુલીના પ્રથમ પર્વ (કાચ)માં જે રેખા ગયેલી હોય અને તે ઘણી વિષમ હોય તો ગર્ભપાત કરાવે. જો સંતાન રેખા હાથની પછવાડેના ભાગમાં ગઇ હોય તો તે વ્યાપાર રે-

આ.પીઠની ઉપર જો ઉર્ધ્વરેખા જેટલીઓ હોએ તેટલા જાર (ઉપપતિ) સમજવા. હાથની જમણી બાજુ ઉર્ધ્વ રેખા આડી હોએ તો દેવર અધિક છે એમ સમજવું. જો મણિબંધને ઉત્તર બાજુ ને દક્ષિણ બાજુ જો ઉર્ધ્વ રેખા હોએ તો સૌ-ભાગ્ય આપે જો પતિરેખા કનિષ્ઠાની નીચે ગઇ હોએ તો બીજી શોક થાય. જમણી બાજુમાં હોએ તો ધણીની પ્રીતિ અધિક મેળવે. જે જે રેખાનું બળ અધિક હોએ તેથીજ સ્ત્રી પતિનું સુખ રૂપ ફળ મેળવી શકે. હે પાર્વતી એમ સ્ત્રી રેખા ફળ મેં તુજને કહ્યું. ।। એમ સ્ત્રીરેખા વિશેષ ફળ કહ્યું ।। હવે પુરૂષના ડાબા હાથનો વિચાર લખુંછું. જેમ પુરૂષનો હાથ જમણો જોવામાં આવે છે: તેમજ ઘણુકરી ડાબો પણ હાથ જોવાય છે. જે પુરૂષ વદમાં જન્મ લીધેલો હોએ તેનો જમણો હાથ. અને સુદમાં જન્મેલાનો ડાબો હાથ જોવો. પ્રથમ કયો હાથ

જોવે। એમની શંકામાં હાથરેખાનીજ પ્રધાનતા જોવી. હવે સ્ત્રીનું અને સ્ત્રી પ્રકૃતિક પુરૂષનું ફળ મુખ્ય કરી ડાબા હાથથીજ જોવાનું છે. એમ રાત્રીમા જન્મેલી સ્ત્રીનું ફળ પુરૂષની માફક જોવું. હવે ડાબા હાથમાં જો ભ્રાતૃરેખા ઘણી લાંબી હોએ તો તેવા પુરૂષને સ્ત્રી પક્ષથી ધન મળે કહેવું. તેમજ માતાના પક્ષથી ધન કહેવું. યૌવનમાં વા બાળાવસ્થામાં ઇત્યાદિ કહેવું. હવે બાર વર્ષ સુધી તો બાળક છોકરાના હાથની રેખાઓ ખુલ્લી થએલી હોતી નથી. તાર પછે ત્રણ વર્ષ સુધી તો બાળકનો ડાબો હાથજ જોવો. પારકી ચાકરી જોરજુલમથી ધન બડાઇ વાહન સુખ એ સર્વે ડાબા હસ્તમાં જોવાનું છે. તેમજ સ્ત્રી સુખ અને ઘરમાં મોટાઈ. હવે ડાબા હાથમાં ભ્રાતૃરેખાં એજ સાસુની રેખા સમજવી. અને પિતૃરેખા તેજ સસરાની રેખા સમજવી. અંગુઠાથી મણિબંધ

સુધી જેટલી રેખાઓ હોય એટલા શાળા (પત્ની ભ્રાતર) સમજવા. ડાબા કરભમાં જેટલી રેખાઓ એટલા ચાકર અથવા પુત્રો સમજવા. જો કનિષ્ઠાથી આયુષ્ય રેખામાં ધર્મ રેખા ગઈ હોય તેમજ દીક્ષા યશ રાજરેખાઓ પણ સમજવી તો વહેપારમાં ઉત્તમ અથવા મધ્યમ કેહેવું. તેમજ મૃત્યુરેખા હોય તો સ્ત્રીની દાસી વગેરે જોવું. વિદ્યારેખાના સ્વરૂપથી જ્ઞાનની ચતુરાઈ સમજવી. બાકીની ઉર્ધ્વ રેખાઓના ફળો તો છોકરાઓના હાથમાં સ્ત્રી પરણ્યા પછે કેહેવાં. આ ઠેકાણે જન્મકુંડલીના ગ્રહોનું તથા અવસ્થાનું આવશ્યક છે. પણ સાધુ યોગીની સ્ત્રી સંગમ વ્યવસ્થા મોટાઇ એ સર્વે વીચારીને જોવું. વેધાદિ દોષવાળી રેખાનું ફળ જમણા હાથમાં કદાચિત ફળ કરે. જે જે પુરૂષના ડાબા હાથમાં શુભ હસ્તરેખા જોવામાં આવે તેવાઓની સ્ત્રી ઘણી ક્રોધી ખરાબ

દુષ્ટા થાય. અને વખતે ક્રોધાવેશથી પતિને પણ ઠાર કરાવે. ધજારેખાથી ચંચળતા અને ત્રાજવાંથી વહેપારપણું, ચંદ્રરેખાથી આયુષ્યપણું, અને દામરેખાથી બહુ પુત્રપણુ જોવું. સ્રીનું.।। એવી રીતે ડાબા હાથની રેખાઓનું ફળ પણ કેટલાએક વિદ્વાનોને માન્ય એવું ફળ મેં કહ્યું. એથી વધારે પણ ફળ આજ પ્રકારથી પંડિતોએ જાણી લેવું. આ મેઘવિજય નામે હસ્ત સંજીવન ગ્રંથ પણ જે પાગ્રુ કોઈ ચમત્કારિક ફળાંની શોભાથી બીજા હસ્તરેખા શાસ્ત્રમાં પોંતાની મોટાઇ પ્રગટ કરે છે. અને તે વારંવાર હસ્તરેખાના જોવાથી તેમજ હંમેશં આ ગ્રંથનો અભ્યાસ કરૂવાથી સુગમ લાગશે. ।।

એમ શ્રી હસ્તસંજીવન ગ્રંથમાં સિદ્ધ જ્ઞાનમાં ડાબા હાથની રેખા જોવાની બાંબતના વધારામાં ચોથો અધ્યાય સંપૂર્ણ થયો. ।।

શ્રી જ્યોતિષશાસ્રના વિચારથી ભરેલું

અને અનેકતરેહના મોટા અર્થથી મણિની મા-
ફક પ્રકાશવાળું પંડિતોયે વિચારેલું ઘણા ઉંડા
અર્થથી પૂર્ણ આશ્ચર્ય આપનારૂં શ્રી સામુદ્રિક
શાસ્ત્ર છે તેનો સંપૂર્ણ અભ્યાસ કરવાને પૃથ્વી-
માં કોણ સમર્થ છે ? કોઈ પણ નહી. એટ-
લાજ માટે હે સુજ્ઞજનો સંપૂર્ણ હસ્તસંજીવન
શાસ્ત્ર તમારા સદા કલ્યાણ માટે થાઓ. ગુરૂ-
ના મુખથી સમજાએલુ અને કાંઇક જોવાથી
અને હસ્તરેખાના અભ્યાસથી સંપૂર્ણ વાણી-
મય શાસ્ત્ર જાણ્યું છે એટલાજ માટે વિદ્વાનો-
યેં દૂષણ નહિ આપતા હસ્તરેખા ઉપર અ-
જમાયસ કરી જોવો, જેથી સત્પુરૂષના આગ્ર-
હથી સંપૂર્ણ આ શાસ્ત્ર સ્વચ્છ નિર્મળતા ધરા-
વે છે. જેણે આ હસ્તસંજીવન ગ્રંથનો અભ્યા-
સ કીધો છે તેના ઘરમાં નિર્મળ સુવર્ણનો વર-
સાદ થાઓ. અને ઉત્તમ અંગોથી શોભિતી ને
સમુદ્રથી ઉત્પન્ન થએલી શ્રી મહાલક્ષ્મી હમે-

શ પૃથ્વીમાં તેના હસ્ત કમળમાં વસો. એમ પ્રભુના ચરણકમળ આશ્રય કરનાર મારી આ સત્ય આંશીષ થાઓ. આ ગ્રંથ. મહામહો પાધ્યાય શ્રી તપાગચ્છ ગણી ગુણી ગુરૂના ચરણમાં ભક્તીવાન શ્રી મેઘવિજયજીયે રચિત કર્યો. આ ગ્રંથમાં અનુષ્ટુપછંદના પાંચશે શ્લોક છે સત્પુરૂષોની કૃપાથી આ ગ્રંથ પંડિતોના આનંદાર્થે થાઓ. ।।

।। ઇતિ શ્રી હસ્તસંજીવન ગ્રંથ મહામહોપાધ્યાય શ્રી મેઘવિજયગણિ કવિ વિરચિત મેઘવિજય નામનું સામુદ્રિક શાસ્ત્ર સંપૂર્ણ.

# लघुज्योतिषदर्पण.

श्रीगणेशायनमः ॥ लम्बोदरंविघ्नविनाश-
कंच नत्वाभवानीतनयंगजास्यम् ॥ यस्यप्र-
सादेनसुराः समस्तास्तिष्ठन्तिस्वेस्वेचपदेस-
दैव ॥ १ ॥

અર્થઃ—લંબોદર એવા, વિઘ્નનાશકારક, ભવાનીના પુત્ર, ગજમુખ છે જેનું, જેની કૃપાથી સર્વ દેવતા પોતપોતાના પદમાં નિરંતર રહ્યા છે, તેને હું નમું છું. ॥ ૧ ॥

## नारदसंहिता.

सिद्धान्तसंहिताहोरारूपंस्कंधत्रयात्मकम् ।
वेदस्यनिर्मलंचक्षुर्ज्योतिश्शास्त्रमनुत्तमम् ॥

અર્થઃ—સિદ્ધાંત, સંહિતા, અને હોરા, જેના ત્રણ સ્કંધ છે એવું વેદનું નિર્મલ ચક્ષુ, અત્યુત્તમ જ્યોતિશ્શાસ્ત્ર કહ્યું છે. ॥ ૨ ॥

**अस्यशास्त्रस्यसंबंधो वेदांगमितिकथ्यते।**
**अभिध्येयंचजगत शुभाशुभनिरूपणम् ॥**

અર્થ—આ શાસ્ત્ર સંબંધે કરિ વેદાંગ કહેવાયછે. જગતમાં શુભાશુભનું નિરૂપણ જ્યોતિષશાસ્ત્રથી છે. ॥ ૩ ॥

પ્રશ્ન પૂછનાર અને પ્રત્યૂત્તર દેનારનાં લક્ષણ પૂછવાવાળાએ પવિત્ર થઈ. મનથી પવિત્ર લાગે તેવા બ્રાહ્મણને ઘેર જવું. માર્ગમાં અને અપવિત્ર જગાએ પ્રશ્ન કરવો નહીં, તેમ ફળ અને દ્રવ્ય યથાશક્તિ મુકી નમ્ર થઇ પ્રશ્ન કરવો. વક્તાને પણ પોતાનો ઇષ્ટદેવ સંભારી સ્થિર વૃત્તિથી પ્રશ્નનો ઉત્તર કહેવો.

## લગ્ન વરતાય તેની રીત.

પ્રથમ ઈષ્ટ કરવું તે બહુ રીતથી થાય છે, પણ ઘડીયાળ અને ઘટિની રીતથી કહું છું. છ વાગે દિવસ ઉદય થાય અને નવ વાગે પૂછે તો

કલાક ૧ ની ઘટી ૨॥ પ્રમાણે ઘટી કરવી. તેમાં સૂર્ય બદલ્યાથી ગયા દહાડા હોય તેટલા લગ્ન પત્રાંમાં લે રાસીની લીંટીમાં દહાડા ગયા તેટલા અંક નીચે અંક હોય તે કલાકને હીસાબે આવેલી ઘટીમાં જોડીને લગ્નપત્રાંમાં જોવું. જે રાસીમાં તે અંક હોય તે લગ્ન અને ઉપર અંક હોય તે અંશ. તેજ રીતે ઘટી ઉપરથી કરવું. જે રાસીમાં રવી ઉદય થાય, તે રાસીનું પેહેલું લગ્ન, અને તેથી સાતમી રાસીમાં અસ્ત થાય તે સાંજનું લગ્ન. રાત્રીનું પણ એજ રીતે કરવું.

## રાત્રીનાં નક્ષત્ર જોઇ ઇષ્ટથી લગ્ન કરવા વિષે.

મધ્ય નક્ષત્ર જે હોય તે દહાડે રવિ જે નક્ષત્રમાં વર્ત્તમાન હોય તેથી મધ્ય નક્ષત્ર સુધી ગણવું. જે અંક થાય તેમાંથી ૭ ઓછા કરવા. રહે તેને ૨૦ વીસે ગુણી અને તેનો ૯ થી ભાગ લેવો. જે જવાબ આવે તે ઘટી સમજવી. બાકી

રહે તેને ૬૦ થી ગુણી અને નવે ભાગ લેવો. જે આવે તે પળ.

## દિનમાન લાવવાની રીત.

કર્ક સંક્રાંતિથી મકર સંક્રાંતિ સુધી છ માસે એક અયન થાય છે. તેમજ મકરથી કર્ક લગણ છ માસે બીજું અયન થાય છે. દિવસનું દિનમાન કરવું હોય તો આ બે સંક્રાંતિમાંથી જે બેઠેલી હોય, ત્યાંથી તે જે દિવસનું દિનમાન કરવું હોય ત્યાં સુધી દહાડાની સંખ્યા કરવી. તેને ત્રણથી ગુણવા. જે આવે તેમાં ૧૫૩૦ ઉમેરવા. થયેલા સરવાળાને ૬૦ નો ભાગ લેવો. શેષ રહે તે કર્કથી ગણ્યું હોય તો રાત્રમાન થાય, અને મકરથી ગણ્યું હોય તો દિનમાન થાય. આ સ્થૂલ મત છે. સ્પષ્ટ દિનમાન દેશોનાં ચરાંશકાથી થાય છે. તે ગ્રંથ વિસ્તારની બીકથી લખતો નથી.

## પૂછવાવાળાને મારગના શુકન કહેવા વિષે.

મેષ લગ્નમાં પૂછવા આવેલ હોય તો કહેવું જે પ્રથમ ક્ષત્રી વર્ણનો પુરૂષ મળ્યો, અને અજ જાતનું જાનવર મળ્યું, અને એક ઠેકાણે ઉભો છે એમ કહેવું. ॥ ૧ ॥ વૃષ લગ્નમાં આવેલ હોય તો જાનવર બેલ અથવા ગાય સામી મળી, અને બે ઠેકાણે ઉભો, એમ કહેવું. ॥ ૨ ॥ મિથુન લગ્નમાં સારાં આભૂષણથી સ્ત્રી અને પુરૂષો મળ્યાં, પેહેલાં બાળકો મળ્યાં અને ત્રણ ઠામે ઉભો રહીને આવેલો છે એમ કહેવું. ॥ ૩ ॥ કર્ક લગ્નમાં આવે તો એક ઠામે ઉભો અને પેહેલાં સ્ત્રી મળી એમ કહેવું. ॥૪॥ સિંહ લગ્નમાં આવે તો બે વિશ્રામ, પેહેલાં કુકડો, પુરૂષ અને મંજાર મળ્યાં છે, એમ કહેવું. ॥ ૫ ॥ કન્યા લગ્ન હોય તો સ્ત્રી મળી

અને બે ઠેકાણે ઉભો છે એમ કહેવું. ॥ ૬ ॥ તુલા લગ્ન હોય તો એક વિશ્રામ, ધોળાં વસ્ત્ર પહેરેલી સ્ત્રી અને પુરૂષ મળ્યો એમ કહેવું. ॥ ૭ ॥ વૃશ્ચિક લગ્ન હોય તો પેહેલી કપીલા ગાય મળી અને પછી પુરૂષ મળ્યો. અને બે વિશ્રામ કર્યા. ॥ ૮ ॥ ધન લગ્ન હોય તો ત્રણ વિશ્રામ અને ઘણો સુંદર પુરૂષ મળ્યો એમ કહેવું. ॥ ૯ ॥ મકર લગ્ન હોય તો પેહેલાં સ્ત્રી પછી બાળક તે પછી વિધવા સ્ત્રી મળી અને એક વિશ્રામ. ॥ ૧૦ ॥ કુંભ લગ્ન હોય તો પાણીનું પાત્ર હાથમાં એવી સ્ત્રી અથવા પુરૂષ મળ્યો. ॥ ૧૧ ॥ મીન લગ્ન હોય તો બે પુરૂષ મળ્યા અને ત્રણ વિશ્રામ. એ પ્રમાણે કહેવું. ॥ ૧૨ ॥ ઇતિ શકુન.

## લગ્નોપરી ચિંતા જ્ઞાન.

મેષ લગ્નમાં પૂછનારનાં મનમાં મનુષ્યની ચિંતા કહેવી. વૃષ લગ્નમાં ચતુષ્પદાદિ ચિંતા

મિથુન લગ્નમાં સ્ત્રી અથવા ગર્ભચિંતા. કર્ક લગ્નમાં નાણું લેવું, દેવું, વેપાર સંબંધી ચિંતા. સિંહ લગ્નમાં રાજ્ય અથવા પિતા અને કર્મોદયાદિ ચિંતા. કન્યા લગ્નમાં સ્ત્રી ચિંતા. તુલામાં વેપારની ચિંતા. વૃશ્ચિક લગ્નમાં શત્રૂ ભયાદિ ચિંતા. ધન અને મકરમાં યુદ્ધ અથવા કજીઓ જીતવો, હારવો વગેરે ચિંતા. કુંભ લગ્નમાં કર્મની ચિંતા. મીન લગ્નમાં બુદ્ધિથી મુંઝાવું. હાની, લાભ ઇત્યાદિ ચિંતા.

## ધાતુ, મુળ, જીવ–ચિંતાના ભેદ.

લગ્નમાં રવી અને ભોમ, ચોથે, સાતમે અને દશમે હોય તો ધાતુ ચિંતા એજ સ્થાને બુધ શની હોય તો મૂળ ચિંતા. અને ચંદ્ર, ગુરૂ, શુક્ર હોય તો જીવ ચિંતા.

## બીજી રીત.

પોતાના ઉપરના અંગનો સ્પર્શ કરી પૂછે તો

જીવ ચિંતા. મધ્ય અંગનો સ્પર્શ કરે તો ધાતુ ચિંતા. નીચેના અંગનો સ્પર્શ કરે તો મૂળ ચિંતા.

## ત્રીજી રીત.

પોતાની રાસીમાં ગૃહ હોય તો ચિંતા, ભેદ, પોતાની રાસીનો. રવી હોય તો રાજ, વેપાર, કર્માદિ ચિંતા. ચંદ્ર હોય તો જમીન, વાવ, તળાવની ચિંતા. ભોમ હોય તો અગ્નિ, શત્રુ, ભયાદિ ચિંતા. બુધ હોય તો ખેતર, વાડી વા દુષ્ટ ચિંતા. ગુરૂ હોય તો મિત્ર અને ધર્મ ચિંતા. શુક્ર હોય તો સુખ ક્યારે થશે તે ચિંતા. શનિ હોય તો ઘર, જમીન વા બીમાર મનુષ્યની ચિંતા.

## ૪ થી રીત.

પુછનાર જે શબ્દ બોલે તે જેટલા અક્ષર થાય તેના બમણા કરી તેમાં એક ઉમેરવો. તેને ત્રણે ભાગવા. એક વધે તો જીવ ચિંતા.

બે રહે તો ધાતુ ચિંતા અને ત્રણ રહે તો મૂળ ચિંતા.

## ૫ મી રીત.

આંકાશમાં ઊંચી દૃષ્ટિ કરી પૂછે તો જીવ ચિંતા. નીચી દૃષ્ટિ કરી પુછે તો મૂળ ચિંતા. અને સામું જોઇ પૂછે તો ધાતુ ચિંતા.

## અંગ સ્પર્શથી શુભાશુભ.

મસ્તક, મુખ, નેત્ર અને કાન એમાંથી આ કોઇનો સ્પર્શ કરી પૂછે તો ધાન, વસ્ત્ર, સુવર્ણાદિનો લાભ થાય. કંઠ અને બે ખભાનો સ્પર્શ કરે તો કષ્ટથી કામ થાય. નાભી અને કુખ બેનો સ્પર્શ કરે તો દ્રવ્ય લાભ થાય. પગ અને ઓંઠણુનો સ્પર્શ કરે તો દુઃખ થાય. કમ્મર, લિંગ અને વૃષણુનો સ્પર્શ કરે તો સ્ત્રી લાભ અથવા મેળાપ થાય. કેશનો સ્પર્શ કરે તો કાર્યનો નાશ થાય અને દુઃખ પેદા થાય.

ફળ, પુષ્પાદિ સ્પર્શથી સુખ થાય. ઘાસ અને બળેલાં લાકડાંનો સ્પર્શ કરે તો કાર્ય સિદ્ધ ન થાય. ચિંતા અને દુઃખ વધારે થાય. ઇતિ ચિંતાભેદ.

## વર્ગોત્તમ લગ્નનું લક્ષણ.

પ્રશ્ન પૂછવા વખતે જે લગ્ન હોય અને તેનુંજ નવમાંશ હોય તો તે લગ્ન વર્ગોત્તમ કહેવાય છે. તેમાં કરેલો પ્રશ્ન શુભ થાય. ઇતિ વર્ગોત્તમ લગ્ન.

એકજ વખતે ઘણા મનુષ્યો આવી પ્રશ્ન કરે, અથવા એકજ ધણી બહુ વાતો પૂછે તેના જૂદા જૂદા જવાબ દેવા વિષે કહું છું.

ઉપરના સઘળા સવાલના ૧૪૪ ભેદ છે, તે સંક્ષેપથી કહુંછું.

(૧) લગ્નઘરથી. (૨) ચોથા ઘરથી. (૩) સાતમાં ઘરથી. (૪) દશમાં ઘરથી. (૫) પાંચમાં ઘરથી. (૬) આઠમાં ઘરથી. (૭) અગ્યા-

રમાં ઘરથી. (૮) બીજા ઘરથી. (૯) ત્રીજા ઘરથી. (૧૦) છઠ્ઠા ઘરથી. (૧૧) નવમાં ઘરથી. (૧૨) બારમા ઘરથી. (૧૩) મું પ્રશ્ન ધન ભવનને લગ્ન ઠેરાવી કહેવું. તે ઉપર લખી રીતથી કહેતા જવું. તે ૧૪૪ સુધી સરખા ચાલ્યા આવે છે.

## બહુ પ્રશ્નની બીજી રીત.

૧. લગ્નથી. ૨. ચંદ્રમા જ્યાં પડયો હોય તે ઘરથી. ૩. જો રવી જે ઘરમાં પડયો હોય તેથી. ૪. ગુરૂ જે ઘરમાં પડયો હોય તેથી. ૫ બુધ અથવા શનિ જે બળવાન હોય તેથી. ૬. શનિ અને ગુરૂ એમાં જે બળવાન હોય તેથી.

## ત્રીજો ભેદ.

૧ લા ઘરથી પેહેલો પ્રશ્ન. ૨ જા ઘરથી બીજો પ્રશ્ન આવી રીતે પણ છે. આ પ્રશ્ન કૌમુદી અને પ્રશ્નભૈરવાદિ ગ્રંથોમાં છે.

## ફળ સારૂ શુભાશુભ ભેદ.

ઉંચના ગૃહ તેજસ્વી જાણવા. નીચના હીન જાણવા. મિત્ર ઘરના હોય તો હર્ષિત સમજવા. પોતાના ઘરના હોય તો સુખી સમજવા. શત્રુના ઘરના હોય તો સૂતેલા સમજવા. બળવાન ગૃહોની દૃષ્ટિથી દબાયલાં હોય તો પીડિત જાણવા. નીચાભિલાષી હોય તો હીન જાણવા. અસ્ત હોય તો ચોર સમજવા. ઉચ્ચાંભિલાષી હોય તો બહુ પરાક્રમી જાણવા. શુભ વર્ગમાં હોય તો પરાક્રમી સમજવા. તેનાં ફળ ગ્રંથોમાંથી જોઇ લેવાં.

## બાર ઘરમાં જે જે જોવાય તે બાબત.

૧. લગ્નથી શરીરની આરોગ્યતા, સન્માન, ગુણ, આયુષ્ય વિચાર, રૂપ, વર્ણ, ચિન્હ વગેરે જોવાય. (૨) બીજા ભવનમાં મોતી, માણક, ધાતુ, વસ્ત્ર, ધાન્યાદિની પ્રાપ્તિ, વેપાર

અને કુટુંબીઓનો કુશળ સમાગમ જોવાય. (૩) ત્રીજા ઘરમાં પરાક્રમ, ભાઇ અને ખેતરાદિકથી અનાદિની વૃદ્ધિ, સેવક, માતાની ચિંતા. ઈત્યાદિ જોવાય. ૪ થા ઘરમાં દેવા લેવાનું, પૃથ્વીમાં ધન રાખવાનું, ગુફા અને ભોંયરામાં જવાનું, ઔષધગૃહણ કરવાનું, બાગ બગીચા નવા બનાવવાનું, મિત્રનું, વૃત કરવાનું, પુરૂષ પર સ્ત્રી ભોગવે તેનું, આવવા જવાનું, વાહનાદિકોનું, નવા ઘરમાં પ્રવેશ કરવાનું, માતાનાં સુખનું, દેશાંતરનું, વગેરે જોવાય. ૫ માં ઘરમાં બુદ્ધિ સંતાન, વિદ્યા, વેદાધ્યયન, પ્રયોગ, નમ્રતા, વાણી–વિસ્તારનું ન્યાય–બુદ્ધિ, મંત્રશાસ્ત્ર, ગર્ભસંભવ અને પ્રત્યક્ષ પુત્રાદિકોનો વિચાર ઈત્યાદિ જોવાય. ૬ ઠા ઘરમાં રોગ, શત્રુ, ઘર અથવા ઝાડ પાડવાં, બારણાં, બારી, જાળીયાં વગેરે રાખવાં. તે સારૂં વા માઠું; ક્રૂર કર્મ યુદ્ધ અને મોસાળપક્ષ,

મહીષાદિ પશુની ચિંતા ઈત્યાદિ જોવાય. ૭ મા ઘરથી વસ્ત્રાદિકોની દુકાન નિમિત્ત વ્યાપાર, વાદ, વિવાદ, મૈથુન, જય, સ્ત્રી, પરાક્રમ, કાર્ય સંબંધમાં દેશવિદેશ જાવું આવવુ વગેરે જોવાય. ૮ મા ઘરમાં આયુષ્ય, વિરોધ, મૃત્યુ, દુઃખ, સંકટ માર્ગ, કિલ્લો, નાશ થયેલી વસ્તુ અથવા પદાર્થોનું, ચોરનું, સંગ્રામનું, બંધુના શત્રુનું વગેરે જોવાય. ૯ મા ઘરમાં શ્રદ્ધા, ધર્મ, વેદાધ્યાયન, જપ, અનુષ્ઠાન અને યજ્ઞાદિ, દીક્ષા, દેવ મંદિર, ચાકરી, ધર્મશાળા, ગુરૂભક્તિ, કૂપાદિક બંધાવવાં, ભાઇ. બેન, અને સ્વશુરપક્ષ સંબંધી જોવાય. ૧૦ મા ઘરમાં દેશાંતરથી પત્ર આવવો, જળપ્રવેશ, સ્થાન પ્રાપ્તી, સુખ દુઃખાદિ કામોનું, પુણ્ય કર્મનું, રાજ્યદરબાર સંબંધી કામનું, સાંભળેલી વાત સત્ય વા અસત્ય તેનું જોવાય. ૧૧ મા ઘરમાં કામ સિદ્ધ થવાનું, હાથી, ઘોડા,

પાલખી, શસ્ત્ર અને સ્ત્રીયાદિનો લાભ થશે વા નહીં, તેનું, વિદ્યા, અને નષ્ટ થયેલું ધન, કન્યા, સુવર્ણાદિ, ધાતુ, શૂરપણું, સસરો, સાસુ, સાળાદિયોનું, લાભાલાભ, સુખ દુઃખ વગેરે જોવાય. ૧૨ મા ઘરમાં ભોગાદિકનો ત્યાગ કરવાનો વિચાર, કજીઓ, ટંટો, ખેતી ખેડવાનું, ખરચનું શુભાશુભ વગેરે જોવાય, ઇતિ બાર ભાવે અવલોકન પદાર્થ સંપૂર્ણ.

## બારલગ્ન ઉપરથી દોષ નિર્માણ અને તેનાથી થતી પીડાની શાંતિ.

(૧) મેષ લગ્નમાં પૂછનારને કુળદેવીનો દોષ કહેવો. તેથી બીમાર માણુસને પેટમાં અગ્નિના જેવી બળતરા, નેત્ર અને મસ્તકના આગળ ભાગમાં પીડા છે એમ કહેવું. જીર્ણ જ્વર અથવા ક્લેશ હોય, મંદાગ્નિ થતી હોય, અંગ બધાં તૂટતાં હોય અને વાયુથી પકડાઇ

ગયાં હોય તો, ઉપર લખ્યો દોષ સમજવો. તેની શાંતિ. કુળદેવીની પૂજા કરવી અને બ્રાહ્મણોને જમાડવા તેથી શાંતિ થાય છે. ૨ વૃષ લગ્નમાં અંતરગૃહનો દોષ. તેથી મુખ કંઠ તથાં બધાં અંગમાં પીડા, જળની તૃષા, અને અંગમાં દાહ હોય છે. તેની શાંતિ. પિતૃનું તર્પણ કરવું, તિલના પિંડનું દાન કરવું. (૩) મિથુન લગ્નમાં છિદ્ર દોષ. પાણીના આરાપરથી થયેલો અને બહુ કઠણ ઝપાટમાં આવેલો છે એમ કહેવું. અને તે પશ્ચિમ દિશાથી થયો છે. તેની શાંતિ. કૂતરાંઓને અન્ન આપવું. તથા ક્ષેત્રપાળની પૂજા કરવી. તેથી કષ્ટ મટશે. (૪) કર્કલગ્નમાં શાકિની-આદિ દોષ. તેથી બીમાર મનુષ્યને કોઈ વખતે રોવું તથા કોઇ વખતે હસવું આવે, તરત સંતાન ન થાય, તેની શાંતિ સુગંધયુકત તાંબૂલ દાન કરવું, ગુગળનો હોમ કરવો, બલિદાન કરવું, બ્રાહ્મણોની પૂજા કરવી.

તેથી સુખ તથા શાંતિ વળે છે. (૫) સિંહ લગ્નમાં પ્રેતછાયા. તેથી પોતે મલીન રહે, બુદ્ધિ સાધારણ ચિત્તભરમ, શરીરમાં બળતરા અથવા અર્ધાંગવાયૂના જેવું મહાકષ્ટ પેદા થયું છે એમ કહેવું. તેની શાંતિ દર્ભ અને જળવડે પવિત્રતાથી બ્રાહ્મણદ્વારા માર્જન કરાવવું. કુમારિકાઓને જમાડવી. તિલ પિંડ દાન અને તર્પણ કરવું તેથી શાંતિ થાય છે. (૬) કન્યા લગ્નમાં દુષ્ટભાવ છે એમ કહેવું. તેનાં લક્ષણ. સર્વ અંગમાં પીડા બહુ થાય, તેની શાંતિ.– બ્રાહ્મણોને જમાડવા ગાયદાન કરવું. (૭) તુલા લગ્નમાં પિતૃદોષ છે એમ કહેવું. તેનાં લક્ષણ. વાત પિત અને શ્લેષ્માદિ પીડા, તાવ આવે, અને અંગ તૂટે તેની શાંતિ. પિતૃ નિમિત્ત દાનાદિથી થાય. (૮) વૃશ્ચિક લગ્નમાં અપવિત્રપણાથી દેવી દોષ છે. તેનાં લક્ષણ.– અતિસારાદિ મહારોગ, બહુ ક્લેશ ગ્રસ્ત-

કમાં પીડા, રકતનો નાશ જીર્ણજ્વર. તેની શાંતિ.—સપ્તસતીના પ્રયોગથી થાય છે. ( ૯ ) ધન લગ્નમાં પ્રેતાદિ દોષ તેનાં લક્ષણ.—ઉદરમાં પીડા, કંઠમાં રોગ, બધાં અંગ દુખે, તૃષા બહુ લાગે. તેની શાંતિ.—દેવીમંદિરમાં ઘૃતનાં ૬ દીવા કરવા, શર્કરાદિ નૈવેદ્ય તાંબુલ દક્ષણા સહિત પૂજા કરવી. તેમજ મકરમાં, કુંભ લગ્નમાં, દુષ્ટ અપવિત્રતાથી દોષ તેનાં લક્ષણ, મસ્તક પેટ કમ્મર છાતીમાં પીડા, તેની શાંતિ દાનાદિકોથી થાય છે. (૧૨) મીન લગ્નમાં વનાન્તરથી દોષ તેનાં લક્ષણ.—હાથ પગમાં પીડા, તની શાંતિ દેવભક્તિ અને પીર પળાની પૂજાથી થાય છે. ઇતિ બાર લગ્નપરથી થતા દોષ. નિર્માણ અને શાંતિ સંપૂર્ણ.

હવે પૂછનારે લાવેલી જન્મપત્રી જીવતાની છે વા મૃત્ય પામેલાની, સ્રીની વા પુરૂષની છે. તે જાણવાના ભેદ.

જન્મલગ્નનો જે અંક હોય, તથા તેના આઠમા ભવનનો અંક તે વખતે જે લગ્નમાં હોય તેનો અંક, તેના પણ આઠમા ભવનનો સ્વામી અને નવમા ભવનનો સ્વામી જે ભવનમાં હોય, તેનો અંક એ બધાને એકત્ર કરી લગ્નાદિ પતિ જે ભાવમાં હોય તે અંકથી ભાગ લેવો. એક રહે તો જીવતની જન્મપત્રી છે અને બે રહે તો મરેલાંની સમજવી. લગ્ન અંક તેથી રવી જે અંકમાં હોય તે અને રાહુ જે અંકમાં હોય, તે સઘળા ભેળા કરવા અને ત્રણથી ભાગવા. ૧ રહેતો સ્ત્રીની અને બે રહે તો પુરૂષની અથવા સ્ત્રી સ્વભાવવાળા પુરૂષની પત્રિકા સમજવી.

## કામ સિદ્ધ થવા ન થવા વિશે.

પૂછનારનાં મોઢામાંથી નીકળેલા અક્ષરને છએ ગુણવા. તેમાં આઠ ઉમેરવા પછી નવે ભાગવા તેમાંથી બાકી રહે તે. ૧ રવી. ૨ ચં-

૬. ૩ ભોમ એમ કેતુ સુધી ગણવા. જે આવે તેનું ફળ.—આદિત્ય ૧ આવે તો કામ ન થાય. ૨ બે આવે તો થાય. ૩ ત્રણ આવે તો મરણ જેવું વિઘ્ન થાય. ચાર આવેથી સુખ અને આનંદથી કામ થાય. તેમ•ગુરૂ શુક્ર ૫ વા ૬ બચે તોપણ કામ થાય. ૭ સાત, ૮ આંઠ વા ૯ નવ બચે તો કામ ન થાય એમ સમજવું.

## હવે કામ કયારે થશે તે વિષે.

ઉપરના અંકમાં રવીવાર આવે તો ૧ માસે. સોમવાર આવે તો ૨૦ દહાડામાં. ભોમવાર આવે તો ૩ અથવા ૪ દહાડામાં. બુધ આવે તો ૭ દહાડામાં. ગુરૂ, શુક્ર, શનિ અને રાહુ આવે તો વર્ષની અવધિએ સિદ્ધ થાય.

## પોતાનું ચાલતું વર્ષ કેવું થશે એવો પ્રશ્ન કોઇ કરે તો તે વિશે.

પૂછવા આવે તે દહાડાની તિથિ—અંકવાર

અંક, નક્ષત્રાંક, યોગાંક ભેગાં કરી તેમાં ચાલતા સંવત્સરનો અંક ઉમેરવો, પછી પૂછનારના નામના અક્ષર જેટલા થાય તે ઉમેરવા. બધા એકત્ર કરી ત્રણે ભાગવા. પછી એક બચે તો વર્ષ સારૂં નહીં થાય. બે અને ત્રણ બચે તો સારૂં અને ધનાદિકનો લાભ થાય.

## રોગી બચશે વા નહીં બચે તે વિશે.

તિથિ અને તિથિઘટીને બમણા કરી, ચાર ઉમેરવા પછી ત્રણે ભાગ લેવો. ૧ બચે તો બિમારી લાંબી ભોગવશે. ૨ બચે તો તરતમાં સારૂં થશે અને શૂન્ય બચે તો તરત મરશે એમ સમજવું.

## સંતાન થશે વા નહીં તે વિશે.

પૂછવા આવે તે દહાડાની તિથિની સંખ્યા ચોગણી કરવી તે પછી વાર અને યોગના અંક ઉમેરવા, તેના સર્વાળાને બેથી ભાગ લેવો.

જે બચે તેને ત્રણે ગુણવા. તેમાંથી ૪ બાદ કરવા, બાકી ૧ બચે તો વિલંબથી થશે, બે રહે તો નહીં થાય, ત્રણવા ચાર બચે તો તરત થશે.

## ગર્ભવતીને પુત્ર વા પુત્રી જન્મશે તે વિશે.

તિથિ, વાર, નક્ષત્ર અને પૂછનારના નામ અક્ષર એ બધા અંક ભેગા કરવા. તેમાં ત્રણ ઉમેરવા, પછી ત્રણે ભાગવા. ૧ બચે તો પુત્ર પ્રાપ્તી અને બે રહે તો કન્યા, ત્રણ હોય તો ગર્ભપાત કરે.

## બહાર ગામ જવું થશે વા નહીં તે વિશે.

તિથિ, વાર, નક્ષત્ર અને યોગના અંકમાં ત્રણ ઉમેરવા પછી બધાને બમણા કરી ત્રણે ભાગવા. એક બચે તો વિદેશ જવાશે. બે બચે

તો વિલંબથી જવાશે, અને શુન્ય બચે તો ન જવાય. ઇતિ પ્રશ્ન.

## વરસ બેસાડવાનો ખુલાસો.

જેનું વર્ષ બેસાડવું હોય તેના જન્મનો શક ચાલતા વર્તમાન શકમાંથી કહાડી નાંખવો. બાકી રહે તે ગયાં વર્ષો થયાં, તેને ૧૦૦૭ એક હજાર સાતથી ગુણવા. જે અંક થાય તેને ૮૦૦ આઠસોથી ભાગવા. ભાગના અંક જે આવે તે જુદી રીતે માંડવા. બચેલા અંકને ૬૦ કે ગુણી તેને ૮૦૦ થી ભાગવા. ભાગનો અંક પેહેલે લખેલા અંકની નીચે મુંકવો. વળી રહેલા અંકને ૬૦ થી ગુણવા તેને વળી ૮૦૦ ભાગતા. તેના ભાગનો અંક પણ ઉપર પ્રમાણે તેને નીચે મૂકવો. બચેલા અંક હોય તો ફરીથી ૬૦ કે ગુણવા અને ૮૦૦ થી ભાગવા. એમ જ્યાં સુધી ભાગ રહે ત્યાં સુધી કરવું. ભાગના અંકમાં જન્મનો વાર, જન્મના વખતની ઘટી

અને પળ ઉમેરવાં. ઉપરના અંકમાં વારનો અંક ઉમેરવો. અને નીચે ઘટી પળ ઉમેરવાં ઉપરનો અંક ૭ થી વધારે આવે તો ૭ થી ભાગી નાંખવો.

## ઉદાહરણ.

જન્મ શક ૧૭૮૨ વર્તમાન શક ૧૮૦૭ માંથી બાદ કર્યા. બાકી રહ્યા ૨૫. એટલે ૨૫ વર્ષ પૂરાં થઇ ૨૬ મું બેઠું એમ સમજવું. પછી પચીશને ૧૦૦૭ થી ગુણ્યા તો ૨૫૧૭૫ થયા. તેને ૮૦૦ થી ભાગ્યા તો પ્રથમ આઠતેરી (૨૪) નો ભાગ. તે ત્રણ બાજુ રાખ્યા. બાકી રહ્યા ૧૧૭૫ તેને ભાગ આપતાં ૧ નો ચાલ્યો માટે તે ૧ પણ બાજુ રાખ્યો. તે બે મળી ૩૧ થયા, બાકી ૩૭૫ રહ્યા તેને ૬૦ થે ગુણ્યા તો ૨૨૫૦૦ થયા, તેને વળી તેમજ ૮૦૦ થી ભાગ્યા તો બે આઠાં સોળ બેનો ભાગ ચાલ્યો તે બે ત્રણની નીચે મૂક્યા. બાકી રહ્યા ૬૫૦૦ તે-

ने ८०० थी भागतां ८ नो भाग चाल्यो ते (८) १ नीचे मुकया. तो (२८) थया बाकी रह्या १८० तेने ६० थी गुण्या तो ६००० थया तेने वळी ८०० थी भाग आप्यो, तो सातनो भाग चाल्यो ते सात २८ नीचे मूक्या. बाकी रह्या ४०० तेने वळी ६० ठे गुण्या तो २४००० तेने ८०० थी भागतां त्रणनो भाग चाल्यो ते त्रण ७ नीचे मकुया बाकी नीचे कांई नहीं रह्युं. भाग न थवाथी त्रणने जोडे शून्य मूक्युं. हवे बधा मळी आगळ लख्या प्रमाणे थयुं. तेमां उपरना अंकमां जन्मनो वार मंगळवार, तेना अंक त्रण जन्म वखतनी घटी ११ पळ ४० ते ३१२८७ अने ३० मां भेळव्यां. ३१मां वारना ३ मळ्या तो ३४ थंया. घटी २८ मां ११ मळ्या तो ३९ थया. पळ ७ मां ४० मळ्या तो ४७ थया अने ३० ना ३० रह्या. उपरना अंकने ७ नो भाग लीधो तो

સાતચોક અઠાવીસ બાકી ૬ રહ્યા. એટલે શુક્રવાર ૩૯ ગઢી ૪૭ પળ અને ૩૦ અક્ષર થયા. તેનું લગ્ન આગળ લખી રીત પ્રમાંણે કરવું. જન્મની સંક્રાંતિના અંશ ૨૬ ને દહાડે શુક્રવાર ૩૯ ઘટી ૪૦. પળ ૩૦ અક્ષરના સમયમાં (૨૬) મું વર્ષ બેઠું, ઇતિ વર્ષ પ્રવેશ.

## એક માસમાં પાંચવારનું ફળ.

રવી પાંચ હોય તો બહુ રોગ પેદા કરે. મંગળ હોય તો અગ્નીનો ભય અને ગરમી બહુ કરે, શની હોય તો રસાદિકો મોંઘાં કરે, બાકીના વાર સઘળા શુભ સમજવા. ઇતિમાસે પંચવાર ફળ.

## સંક્રાંતિવારનું ફળ.

મેષ સંક્રાંતિ રવીવારે હોય તો દુકાળ કરે, સોમવારે હોય તો ધોળી વસ્તુ મોંઘી કરે, મંગળવારે ધાન મોંઘું. કરે, બુધવારે સાકર

મોંઘી કરે, ગુરૂવારે સુખ કરે તથા શુક્રવારે પણ તેમજ, શનિવારે બહુ ભય. વૃષ સંક્રાંતિ રૂવીવારે આવે તો ધાન્યાદિક સમ રહે. સોમવારે સુખ કરે મંગળવારે પ્રજાને પીડા, બુધવારે પ્રજા સુખી, ગુરૂ અને શુક્રવારે ઘણું સુખ કરે અને શનિવારે હોય તો પ્રજામાં રોગ ઉપજાવે. મિથુન સંક્રાંતિ રવીવારે હોય તો રોગ પેદા કરે, સોમવારે સુખ કરે, મંગળવારે ભય, બુધવારે વેપાર વૃદ્ધિ, ગુરૂવારે રસાદિક સારાં થાય, શુક્રવારે સુખાકારી, શનિવારે પ્રજાને પીડા થાય.

કર્ક સંક્રાંતિ રવિવારે હોય તો ધાન્ય માત્ર અને ધાતુ માત્રનો નાશ કરે, સોમવારે રસાદિક બહુ થાય, મંગળવારે કષ્ટાદિક પેદા થાય, બુધ ગુરૂ અને શુક્રે સારૂં ફળ કરે અને શનિવારે રોગ કરે.

સિંહ સંક્રાંતિ રવીવારે હોય તો ધાન્ય

મોંઘું થાય, સોમવારે સુખ મંગળવારે વર્ષાદ ન થાય, બુધવારે ઘાસનો નાશ કરે અને ગુરૂ શુક્ર સારા અને શનિવારે પીડા થાય.

કન્યા સંક્રાંતિ રવીવારે હોય તો પીડા કરે સોમવારે સુખ થાય, ભોમવારે અગ્નિ ભય, બુધ, ગુરૂ, શુક્ર સારા. શનિવારે પીડા કરે.

તુલા સંક્રાંતિને દહાડે રવી, ભોમ અને શનીવાર હોય તો બહુ પ્રકારના રોગ થાય અને ધાન્યાદિકોનો નાશ કરે, બુધ, ગુરૂ, શુક્ર, અને સોમવારે સુખ થાય.

વૃશ્ચિક સંક્રાંતિ રવી, ભોમ, શનીવારે હોય તો પીડા કરે, ધાન્યાદિકોનો નાશ અને યુદ્ધાદિકોનો ભય પેદા કરે. સોમ, ગુરૂ, બુધ, અને શુક્રવારે હોય તો સુખ થાય.

ધન સંક્રાંતિ રવીવારે હોય તો ધાન્યાદિકોનો નાશ કરે, સોમવારે હોય તો પીડા કરે. મંગળવારે ભૂકંપાદિ, અગ્નિ ભયાદિ ભય ઉ-

પજાવે બુધ, ગુરૂ અને શુક્ર સુખાકારી, શનિ રોગાદિકોનો ભય ઉપજાવે.

મકરસંક્રાંતિ રવિ, શનિ તથા ભોમવારી હોય તો રોગાદિકોનો ઉપદ્રવ અથવા યુદ્ધાદિકોનો ભય ઉપજાવે. સોમ, બુધ, ગુરૂ અને શુક્ર સુખાકારી થાય.

કુંભ સંક્રાંતિ રવી, ભોમ, શનિવારે હોય તો પીડા અને દુઃખ કરે. સોમ, બુધ, ગુરૂ અને શુક્રવારે હોય તો સુખ થાય.

મીન સંક્રાંતિ રવી, ભોમ અને શનિવારી હોય તો દુઃખ ઉપજાવે. સોમ, બુધ, ગુરૂ, અને શુક્રવારે હોય તો સુખ થાય.

ઇતિ સંક્રાંતિ વારફલં.

## બાર માસનાં કાર્તિકાદિ ગર્ભ લક્ષણ.

કાર્તિક શુદિ ૧ વા બીજ રવીવારે આવે તો આવતું વર્ષ ઠંડુ થાય. કાર્તિક શુદ ૭ થી ૮

દહાડા સુધી સૂર્યને વાડ હોય તો પુંછડીઓ તારો ઉગે, તેથી ધાન્યાદિકોનો નાશ થાય. શુદ ૧ વા ૨ ને દહાડે ચંદ્રમા રાતા રંગનો હોય અને રાતા રંગનાં વાદળાંથી યુક્ત હોય તો આવતે વર્ષ દુકાળ થાય. ચંદ્રને દહાડે સોમવાર હોય, અને આકાશ સ્વચ્છ હોય તો આવતું વર્ષ સુકાળ થાય. વદ ૧ થી ૭ દહાડા આકાશ સ્વચ્છ હોય, અને વદ ૮ થી વદ ૩૦ સુધી છાયા હોય તો આવતા અષાઢના પેહેલા ૩ દહાડા વર્ષાદ વરસે. ઇતિ કાર્તિક.

## માર્ગશીર્ષ.

માર્ગશીર્ષ શુદ ૫ થી ૧૨ સુધી ઉત્તરનો વાયુ હોય તો આવતો અષાડ વર્ષાદ વગરનો જાય. શુદ ૧૩ થી વદ ૬ સુધી પશ્ચિમનો વાયુ હોય તો ભાદરવામાં પેહેલાં ૮ દહાડા વર્ષાદની ઝડી થાય. વદ ૭ થી ૧૦ સુધી પૂર્વનો વાયુ હોય તો આવતે વર્ષ દુકાળ થાય તેમાં

સંશય નહીં. વદ ૧૧ થી તે વદ ૩૦ સુધી હીમ પડે તો આવતા જેઠ શુદ ૧૪ થી વદ ૧૪ સુધી વર્ષાદ પડે. ઇતિ માર્ગશીર્ષ.

## પૌષ.

પૌષ શુદ ૧ થી ૬ સુધી આકાશમાં ગર્જના થાય, વીજળીના ચમકારા થાય, વાદળાંનો ઘોળ હોય તો આવતા ભાદરવાના ૨૭ દિવસ લગી વર્ષાદ ન થાય. શુદ ૭ થી ૧૫ સુધી હીમ પડે, પશ્ચિમનો વાયુ હોય તો જ્યેષ્ઠ શુદી ૭ થી ૭ દહાડા સુધી વર્ષાદ વરસે. પૌષ વદ ૧ વા ૭ વા ૧૨ એ દહાડામાં હીમ ન પડે અને વીજળી થાય, ગર્જના થાય તો વર્ષાઋતુમાં વર્ષાદ અતીશય થાય. ઇતિ પૌષ.

## માઘમાસ.

માઘ શુદ ૫ ને દહાડે રવીને વાડ હોય તથા વાદળાં, વીજ, ગગનમાં હોય તો આવતા

જેઠ વદ ૧૧ થી ૧૧ દહાડા વર્ષાદની ઝડી થાય. શુદ ૭ થી ૧૨ સુધી દક્ષિણનો વાયુ હોય તો અષાઢ આખો વર્ષે નહીં. વદ ૫ ને દહાડે વાદળાં હોય અને છાંટા પડે તો અષાડ આખો વર્ષે. વદ ૭ થી ૩૦ સુધી ગાજવીજ થાય અને વાદળાં હોય અથવા હીમ પડે તો આવતું વર્ષ સુગાળ થાય. માઘ માસમાં હીમ બહુ પડે તો આવતું વર્ષ સારૂં થાય. ઇતિમાઘ.

## ફાલ્ગુન.

ફાલ્ગુન શુદ ૧૫ ને દહાડે રાત્ર અને દિવસ વાદળાં ન હોય તો સારૂં. તે દહાડે ઝાકળ પડે તો બહુ સારી. હોળી પ્રગટ્યા સમે વાયુ જોવો. પૂર્વ અને ઈશાનનો વાયુ ભેળો અથવા જુદો હોય તો આવતું વર્ષ સારૂં થાય. વાયવ્ય કોણ અથવા પશ્ચિમનો વાયુ હોય તો આવતા વર્ષમાં વર્ષાદ બહુ થાય, પણ વર્ષ સાધારણ થાય: નૈઋત્ય અથવા દક્ષિણનો વાયુ

હોય તો આવતા વર્ષમાં દુકાળ પડે. તે વખતે ચારે દિશાનો વાયુ હોય તો આવતા વર્ષમાં પ્રલય જેવાં ઉપદ્રવ્ય કરે. તેવીજ રીતે અગ્નિ કોણ પણ તેમજ કરે. ઇતિ ફાલ્ગુન.

## ચૈત્રમાસ.

ચૈત્ર વદ ૩૦ રવી ભોમ અને શનીવારે આવે તો આગળના સારા યોગ વણસી ગયા અથવા બગડી ગયા એમ સમજવું. ચૈત્ર શુદ ૧૫ ને દહાડે ગૃહણ થાય તો સારૂં નહીં તે દહાડે છાંટા પડે તો છત્ર ભંગ થાય. કચ્છ સોરાષ્ટ્રમાં વર્ષાદ થોડો થાય વદ ૮ વા ૧૪ નો દક્ષિણ વાયુ જેટલો હોય તેટલોજ વર્ષાઋતુમાં વર્ષા થાય. ઇતિ ચૈત્ર.

## વૈશાખ.

વૈશાખ શુદ ૧૫ વાદળાં વગરની સારી. તે દહાડે રવી અને ચંદ્રને વાડ હોય અને ગૃહણ

હોય તો ધાન્યાદિનો બમણો ભાવ કરે. વદ ૮ વા ૧૪ નો આકાશમાં વાદળાંનો ઘોળ હોય તે જોવો. ઘોળ વધારે હોય તો વર્ષાદ વધારે થાય. સ્વચ્છ હોય તો ન થ.ય. થોડાં વાદળાં હોય તો થોડો થાય. ઇતિ વૈશાખ.

## જ્યેષ્ઠ.

જ્યેષ્ઠ વદ ૧ રવીવારે હોય તો આખું વર્ષ વાયુ લાગે. વદ ૩૦ રવી ભોમ અને શનીવારે હોય તો તે વર્ષમાં યુદ્ધાદિકો બહુ થાય. પ્રજામાં મૃત્યુ ફેલાય. જ્યેષ્ઠ શુદ ૧૫ નું મૂળ નક્ષત્ર હોય તે દહાડે થોડા છાંટા પડે તો બહુ સારૂં, એ બેઉ યોગમાંનો એકપણ ન હોય તો વર્ષાદની તાણ સમજવી. માઘ માસમાં ટાઢ ન હોય અને જ્યેષ્ઠમાં ઉષ્ણતા ન હોય, આર્દ્રા નક્ષત્રમાં વર્ષાદ ન પડે તો અવશ્ય દુકાળ સમજવો. ઇતિ જ્યેષ્ઠ માસ.

## અષાઢ.

આષાઢ શુદ ૧૫ ને દહાડે આકાશ ચોખું હોય તો સારૂં નહીં. વાયવ્ય કોણનો વાયુ સારો નહીં. તેમ પશ્ચિમનો પણ નહીં. તે દહાડે ઇંદ્ર ધનુષ્ય દેખાય તો દુકાળ પડે. શુદ ૧૫ નો અથવા અંધારી ૩૦ નો પુર્વનો વાયુ સારો. અગ્નિનો હોય તો તે વર્ષમાં ટીડ આવે. દક્ષિણ વાયુ હોય તો દુકાળ થાય. પશ્ચિમનો વાયુ મધ્યમ ફળ કરે, નૈરૂત્યનો વાયુ હોય તો પાકના મૂળમાં કીટાદિકનો ઉપદ્રવ્ય કરે. વાયવ્ય કોણ અથવા ઉત્તરનો વાયુ લાગે તો સારો. ચારે દિશાનો વાયૂ હોય તો અતી સારો. શુદ ૮ ને દહાડે ચંદ્ર વાદળ.માં દેખાય અને રવી અસ્ત સમય છાંટા પડે તો વર્ષાદ ઘણો થાય. વર્ષ સારૂં થાય. શુદ ૯ ને દહાડે સૂર્ય ચોખો અને વાદળાં રહિત દેખાય. તો શુદ ૧૧ થી

વદ ૨ સુધી દરરોજ સાંજનો વર્ષાદ પડે. ઇતિ આષાઢ.

## શ્રાવણ.

શ્રાવણ શુદ ૫ ને દહાડે ગાજવીજ થાય અને વરસાદ વરસે તો સારૂં નહીં.ઇતિ શ્રાવણ.

## ભાદ્રપદ.

ભાદ્રપદની પુનમને દહાડે વાદળાં હોય તો પાછળ ધાન્યાદિકની તેજીની આશા રાખવી નહી. ઇતિ ભાદ્રપદ.

## આશ્વિન માસ.

આશ્વિન શુદ ૧૫ ચોખી હોય તો સારી. ધોળ અને વાદળાં હોય તો સારૂં નહીં, વદ ૩૦ રવી ભોમ અને શનીવારે હોય તો રોગાદિકનો ઉપદ્રવ કરે. ઇતિ બારે માસનાં ગર્ભ લક્ષણ.

## ચંદ્ર વિચાર.

શુદ ૨ ને દહાડે ચંદ્ર સમતુલ્ય હોય તો સારો. દક્ષિણ દિશામાં ઉંચો હોય તો સારો નહીં. ઉત્તરમાં ઊંચો હોય તો સારો, રાતા રંગનો હોય તો રોગ પેદા કરે. સફેદ રંગનો હોય તો સફેદ વસ્તુ માત્ર મોંઘી કરે. ધુમ્ર-વર્ણનો હોય તો બહુ રોગ અને પીડા કરે. પીત વર્ણનો હોય તો સારો સમજવો. ઇતિ ચંદ્ર વિચાર.

## મેઘ વિચાર.

વર્ષાઋતુમાં જે દહાડે દિવસ ઉગતાં ગરમી કરે અને સાંજે વાયુ ખૂલો વાય તો વર્ષાદ પડે નહીં. આખો દહાડો વાયુ હોય અને સાંજે એક પોહોર વાયુ બંધ રહે તો તે વખતે વર્ષાદ થાય, વર્ષાદના દહાડામાં વર્ષાદ ખેંચી જાય તે વખતે કોઇ પણ દહાડે ગુરૂવારે સાંજે ઝાડ ઉપર બેઠેલી કોયલ બોલતી દેખાય તો

દિવસ ઉગ્યા પહેલાં વર્षાદ થાય. રવીવારને દહાડે ગરમી કરે અને પશ્ચિમમાં મંદ મંદ વાયુ વાય તો બપોરના વખતે પશ્ચિમદિશાથી તિત્તર પક્ષિના રંગ જેવી વાદળી નીકળે તે મધ્યાન્હના અંદર માસ ૨ નું પાણી આપે. સોમવારે સવારે ઉત્તરનો વાયુ લાગે તો ઘડી બેમાં વર્ષાદ થાય. તે દહાડે સાંજે ઇસાનમાં વીજ થાય અને ઉતરનો વાયૂ લાગે તો મનુષ્યો જોતાં હોય તેટલાંમાં પાણી વહી નીકળે. ભોમવારે બહુ તપે, બપોરે દક્ષિણ અને અગ્નિકોણનો વાયૂ હોય તો દિવસ અસ્ત સમયમાં વર્ષાદ પડે. બુધવારની સવારે પશ્ચિમનો વાયુ હોય અને ગઈરાત્રે તારા દેખાયા હોય તો સાંજના વખતે ઉતર દિશામાં વાયુ નીકળી ધૂવાડાના જેવો ફેલાવ કરી એક નાની વાદળીથી ચાર માસનું પાણી પડે. ગુરૂવારે સાંજ સુધી એક દિશાનો વાયૂ હોય તો મધ્ય રાત્રે

વર્ષે. સુક્રવારે સૂર્ય જોસથી પ્રકાશે અને પવન બંધ થાય, સવારે દક્ષિણમાં ધોળ હોય તો મધ્યાન્હ સમયે વર્ષે. શનિવારે ચારે દિશાનો વાયુ નીકળે, ધૂળ ઉડ્યા કરે અને સાંજનો ઉતરનો વાયૂ નીકળે તો મધ્ય રાત્રી પહેલાં વર્ષાદ થાય ઇતિ મેઘ વિચારં.

## હવે તાંત્રોકત શુકન.

રવીવારને દહાડે રાત્રના પાછલા પહોરે દિવસ ઉદય થયા પહેલાં ચંડાળનાં ઘર પછવાડે જૈ ઉભા રહીને સાંભળવું. તે જે વાણી બોલે તે પ્રમાણે સત્ય થાય.

## ઉદાહરણ.

એક પુરૂષે ધાર્યું કે મારી બે સ્ત્રી છે, તે બેઉ બીમાર છે, તે મરશે વા બચશે તેની ખાત્રી કરવા પાછલે પોહોરે ચંડાળને ઘેર ગયો. પછ્વાડે ઉભો એટલામાં તેની છોકરી

બોલી કે બાપા આપણી બકરીનાં બે બચ્ચાં છે. તે કાલથી ધાવતાં નથી. તેમાં એક તો સાંજ અથવા સવારેજ મરી જશે એમ લાગે છે. અને એક બચશે. એવું સાંભળી પેલો પુ-રૂષ ઘેર ચાલી આવ્યો. તેજ સાંજે એક સ્ત્રી મરી ગઇ. ઇતિ ઉદાહરણ.

સોમવારે પેહેલી રીતે હજામને ઘેર જવું, ભોમવારે ધોબીને ઘેર, બુધવારે જૈન મંદિર પછવાડે, ગુરૂવારે બ્રાહ્મણને ઘેર, શુક્રવારે વે-શ્યાને ઘેર, અને શનિવારને દહાડે દાસીને ઘેર જવું.

---

ઇતિ તાન્ત્રોક્ત શુકન.

## સત્યરૂપ શુકનાવળી.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ओं ૧ | थ्रौं ૨ | ह्रीं ૩ | अं ૪ | आं ૫ | हं ૬ | ह्रूं ૭ |
| ङं ૨૪ | चं ૨૫ | छं ૨૬ | जं ૨૭ | झं ૨૮ | ञं ૨૯ | उं ૮ |
| घं ૨૩ | पं ૪૦ | फं ૪૧ | ૪૨ बं / ૪૩ भं | सं ૪૪ | टं ૩૦ | ऊं ૯ |
| गं ૨૨ | नं ૩૯ | ૫૨ हं / ૫૧ स | ૫૩ ळं / ૫૪ क्षं | ૪૫ यं / ૪૬ रं | ठं ૩૧ | ऋं ૧૦ |
| खं ૨૧ | धं ૩૮ | वं ૫૦ | ૪૯ शं / ૪૮ वं | ळं ૪૭ | डं ૩૨ | ॠं ૧૧ |
| कं ૨૦ | दं ૩૭ | थं ૩૬ | तं ૩૫ | पां ૩૪ | ढं ૩૩ | ऌं ૧૨ |
| अः ૧૯ | अं ૧૮ | औं ૧૭ | ओं ૧૬ | ऐं ૧૫ | एं ૧૪ | ॡं ૧૩ |

આ શુકનાવળી જોવાની રીત એ છે કે પવિત્ર થઇ દેવ ધર્મ સંભાળી કાર્ય ધારી લખેલા અક્ષરમાંથી એક અક્ષરનું ચિંતવન કરવું. તેનું ફળ શુભ વા અશુભ આવશે. તે સત્ય સમજવું.

ओं શુભ ૧, श्रीं કાર્યસિદ્ધિ ૨, ह्रीं શુભ ૩, अं વિજય ૪, आं અશુભ ૫, इं ઐશ્વર્ય ૬, ईं શુભ ૭, उं અશુભ ૮, ऊं સ્થાન લાભ ૯, ऋं દ્રવ્ય લાભ ૧૦, ॠं પીડા ૧૧, ऌं શુભ ૧૨, ॡं વ્યાધી ૧૩, ए સિદ્ધિ ૧૪, ऐं અશુભ ૧૫, ओं અર્થલાભ, ૧૬, औं અર્થ હાની ૧૭, अं બહુ પીડા ૧૮, अः સુખ ૧૯, कं લાભ ૨૦, खं અશુભ ૨૧, गं શુભ ૨૨, घं સિદ્ધિ ૨૩, ङं સંતાપ ૨૪, चं વિજય ૨૫, छं અર્થ લાભ ૨૬, जं હાની ૨૭, झं લાભ ૨૮, ञं અશુભ ૨૯, टं લાભ ૩૦, ठं સુખ ૩૧, डं લાભ ૩૨, ढं ચિંતા ૩૩, णं શુભ ૩૪, तं શુભ ૩૫ थं સિદ્ધિ ૩૬, दं અશુભ ૩૭, धं શુભ ૩૮, नं કલ્યાણ ૩૯, पं નાશ ૪૦, फं લાભ ૪૧, बं શોક ૪૨, मं લાભ ૪૩, मं શુભ ૪૪, यं યશ ૪૫, रं ભય ૪૬, लं શુભ ૪૭, वं નાશ ૪૮, शं સિદ્ધિ ૪૯, षं સંપત્તિ ૫૦, सं નિષ્ફળ ૫૧, हं શુભ ૫૨, ळं મધ્યમ ૫૩, क्षं આરોગ્ય સુખ ૫૪, ઇતિ સત્યરૂપ શુકનાવળી.

## પલ્લી એટલે અંબીચાચી અને શરઠનો વિચાર.

પલ્લી ઉપરના અંગથી નીચે ઉતરે તો સારૂં કાકીડો નીચેથી ચડે તો સારૂં. તેથી વિપરીતે અશુભ સમજવું. પુરૂષનું જમણું અંગ સારૂં. સ્ત્રીનું ડાબું અંગ સારૂં, તેથી વિપરીતે અશુભછે.

| | | | |
|---|---|---|---|
| મસ્તક, | રાજ્યપ્રાપ્તિ. | કમર, | શુભ. |
| કપાલ, | બંધુમેળાપ. | બે હાથ, | વસ્ત્રલાભ. |
| ભ્રકુટી, | રાજ્યમાન. | બે ખભા, | જય. |
| ઉપલો, હોઠ. | ધન ક્ષય. | નાભી, | ધન લાભ. |
| નીચલો હોઠ, | ઐશ્વર્ય. | ઉરૂ, | વાહનલાભ. |
| નાક, | વ્યાધિ દુખ. | બે મણીબંધ, | ધનનાશ. |
| જમણો કાન, | આયુસુખ. | નખ, | ધનલાભ. |
| ડાબો, કાન, | ભય બહુ. | મુખ, | મિષ્ટાન્ન ખાવું. |
| નેત્ર, | બંધન. | ગુલ્ફ, | બંધન. |
| જમણું ભુજા, | રાજ્યમાન. | કેશ, | મરણ. |
| ડાબી, ભુજ, | રાજ્યભય. | જમણો પગ, | માર્ગ કરે. |
| કંઠ | શત્રુભય. | ડાબો પગ, | બાહ્યોમાંકળેષ. |
| સ્તન, | ભાગ્યમંદ. | પગ મધ્યે, | સ્ત્રી નાશ. |
| ઉદર, | સુખ. | પગ તલ, | કષ્ટ, આપદા. |
| પિઠ, | બુદ્ધિનાશ. | લીંગાદિ, | સ્ત્રી લાભ. |
| | | | પુરૂષ લાભ. |

પક્ષી અને શરટાના સ્પર્શ માત્રથી સ્નાન કરવું, પંચગવ્યનું પાન કરવું, ઘૃતપાત્રમાં મુખ જોઇ દાન કરવું. અતિ અશુભ હોય તો તેના આકાર પ્રમાણે સુવર્ણની પ્રતિમા કરવી. રાતાં વસ્ત્રમાં લપેટી કલશોપરી રૂદ્ર પૂજન, મૃત્યુંજયનો જપ અને તીલ ઘૃતાદિકેથી ૧૦૮ વાર વ્યાહૃતિમંત્ર વડે આહુતી દેવી. ખેરના શમીધમાં સુવર્ણ વસ્ત્ર ઘૃત તીલકનું દાન કરવું. દેવ મંદિરમાં દીપક બાળવો. આ મત પણ ધર્મસિંધુનો છે. ઇતિ પક્ષીપંતનશાંતિ સંપૂર્ણ.

## પ્રથમ ઋતુવિશે વિચાર.

પ્રથમ માસ નિંદિત ચૈત્ર, જ્યેષ્ઠ, અષાઢ, ભાદ્રપદ, કાર્તિક અને પૌષ. તિથિ નિંદિત ૪, ૯, ૧૪, ૧, ૬, ૮, ૧૨, ૧૫. વાર નિંદિત. રવી, મંગળ, શની. નક્ષત્ર નિંદિત ભરણી, કૃત્તિકા, આર્દ્રા, આશ્લેશા, મઘા, (૩) પૂર્વા, વિશાખા અને જ્યેષ્ઠા. યોગનિંદિત વિષ્કુંભ, ગંડ, અતિગંડ, શૂળ, વ્યાઘાત, વજ્ર, વ્યતિપાત,

વૈધૃત,ભદ્રા, સંધ્યા, રાત્રી, અપરાન્હકાળ, નિદ્રાવસ્થા, જુના, રાતા, કાળા અને વિચિત્ર રંગના વસ્ત્ર નિંદિત છે. નગ્ન છતાં, પરગૃહે, અન્ય ગ્રામે પ્રથમ રજોદર્શન નિંદિત છે. તે રજોદર્શન અલ્પ, અધીપ અને રંગે કાળુ હોય તો દુષ્ટ ફળ કરે. ઝાડુ, લાકડા, ઘાસ અને સુપડુ એ હાથમાં છતાં રજોદર્શન થયું હોય તો તે સ્ત્રી વ્યભીચારિણી થાય. દિવસની નિદ્રા, નેત્રમાં અંજન, ચંદન અને તેલાદિકોનું મર્દન, પુષ્પહારનો સ્પર્શ, નખછેદન અને બહુ હાસ્ય નિરલજથી ભાષણ કરવું, અતિ જળપાન કર્યાથી અને પયપાનાદિકો એ શિવાય સ્ત્રીઓને ઋતુને વિષે દુરાચારો, તિક્ત કરવા, એકાંતમાં રહેવું, સૌભાગ્યવતી અને સદાચરણવાળી સ્ત્રીઓનો સમાગમ રાખવો. ચોથે દહાડે સ્નાન કરી પાતે, સૂર્ય વા દેવાદિકનું દર્શન કરવું, તે શીવાય અન્યને જોયાથી તદ્વત પ્રજા થાય છે. આ પણ ધર્મસિંધુનો મત છે.




## અથ અંગસ્ફુરણ સ્વરૂપ.

પુરૂષનો જમણો અંગ સ્ત્રિનો ડાબો અંગ શુભ. તેથી વીપરીત અશુભ. પુરૂષ લગનમાં જન્મેલાને જમણો ફલ મલશે. સ્ત્રી લગ્નમાં જન્મેલાને ડાબો ફલ મલશે.

# नवग्रहस्य ग्रहउच्चादि कोटकम्

लघुज्योतिषदर्पण,

| १ | गृ. | ग्रहना | रवि | चंद्र | मंगळ | बुध | गुरु | शुक्र. | शनि | राहु | केतु |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| २ | गृ | स्वग्रह | सिंह | कर्क | वृ. मे. | कं. मि. | ध. मि. | वृ. तु. | म. कु. | कन्या | मिन |
| ३ | गृ | उच्चस्थान | मेष | वृषभ | मकर | कन्या | कर्क | मिन | तुला | मिथुन | धन |
| ४ | गृ | निच स्थान | तुला | वृश्चिक | कर्क | मीन | मकर | कन्या | मेष | धन | मिथुन |
| ५ | गृ | परमोच्चांश | १० | ३ | २८ | १५ | ५ | २७ | २० | १५ | १५ |
| ६ | गृ | मूलत्रिकोर्ण | सिंह | वृषभ | मेष | कंन्या | धन | तुला | कुंभ | कुंभ | सिंह |
| ७ | गृ | भागभागाः | २० आ. | ३ नं. | १२ आ. | १५ आ. | १० आ. | १५ आ. | २० आ. | ० | ० |
| ८ | गृ | विप्रादिजा | क्ष | वै. | क्ष | शू | ब्रा. | ब्रा. | अत्यंज | अत्यंज | अंत्यज |
| ९ | गृ | पश्वादि सं. | चतुष्पद | सरिसृप | चतुष्पद | पक्षी | द्विपाद | द्विपाद | पक्षी | सरिसृप | सरिसृप |
| १० | गृ | स्त्री पुरुष सं. | पुरुष | स्त्री | पु. | न. | पु. | स्त्री. | न. | पु. | पु. |
| ११ | गृ | सौम्यादि सं. | पापः | सौम्य.पा. | पापः | सौम्य | सौम्य | सौम्य | पाप | पापः | पापः |
| १२ | गृ | वर्ण | रक्त | श्वेत | रक्त | हरित | पितः | श्वेत | कृष्ण | कृष्ण | कृष्ण |
| १३ | गृ | सज्ञांतर | वनचर | जलचर | वनचर | ग्रामचर | ग्रामचर | जलचर | वनचर | वनचर | वनचर |
| १४ | गृ | गृ. दिग्.मुखं | पू. मू. | प. मू. | द. मू. | उं. मू. | उ. मू. | पू. मू. | प. मू. | द. मू | द. मू. |
| १५ | गृ | कालस्यात्मादि | आत्मा | मनः | सत्वं | वच | ज्ञानसुखं | मदन | दुःखं | ० | ० |
| १६ | गृ | राजादि वि. | राजा | राजा | नेता | कुमारः | प्रधान | प्रधान | दासः | ० | ० |
| १७ | गृ | देवता | वन्ही | जल | स्कंद | विष्णु | इंद्र | देवी | ब्रह्मा | ० | ० |
| १८ | गृ | सत्वादि गु. | सत्व | सत्व | तामस | राजस | सात्विक | राजस | तामस | ० | ० |
| १९ | गृ | धातुंसार | अस्थि | रक्त | मांजार | चर्म | मेद | रेत | शिरा | ० | ० |
| २० | गृ | वस्त्रं | स्थूलदंतु | नवं | दग्धं | आई | मध्यं | दृढं | जिर्णः | ११ | ११ |
| २१ | गृ | धातुरत्न | ताम्र | मणि | हेम | काश्या. | रौप्यं | मुक्ता | लोहासिस | ११ | ११ |
| २२ | गृ | सूतव | वर्षा | शरद | ग्रीष्म | हेमंत | शिशि | वसंत | शिशि | ११ | ११ |
| २३ | गृ | वेदा | ११ | ११ | सांम | अथ. | ऋग. | यजु | ११ | ११ | ११ |
| २४ | गृ | कालबलं | अयन | मुहूर्त | दिवस | ऋतुः | मास | पक्ष | वर्ष | ११ | ११ |
| २५ | गृ | अवलोकन | व्योमदृ. | समदृ. | व्योमदृ. | तीर्यकुदृ | समदृ | तीर्यकुदृ | अंधोदृ | अधो | अधो |
| २६ | गृ | कालबल | मध्य | पराण्ह | मध्य | प्रातः | प्रातः | पराण्ह | संध्या | संध्या | संध्या. |
| २७ | गृ | लोक | नृप | नृप | नाग | स्वर्गः | स्वर्गः | नाग | नाग | नाग | नाग |
| २८ | गृ | मूर्त्ति | चतुरस्त्र | स्थूल | चतुरस्त्र | वर्तुल | वर्तुल | खंड | दीर्घ | दीर्घ | दीर्घ |
| २९ | गृ | संज्ञांतरं | राजा | तपस्वी | स्वर्णकर | विप्र | वणिक | वैश्य | निशाद | वृषल | वृषल |
| ३० | गृ | पदार्थ | मुक्ता | रजतं | आमु | स्वर्ण | रत्नं | रजतं | लोहं | अस्थि | अ |
| ३१ | गृ | दिग् | पूर्व | प.. | द. | वा. | उ. | अ. | इ. | नै. | नै. |
| ३२ | गृ | दिर्घादिं | -ह. | -ह. | -ह. | म. | दी. | -ह. | दी. | दी. | दी. |
| ३३ | गृ | प्रकृति | पित्त | कफ | पित्त | सम | सम | कफ | वात | वात | वात |
| ३४ | गृ | कट्वादि | कटु | क्षाराम्ल | कटु | कसाण | मधुर | क्षाराम्ल | तीक्ष्ण | तीक्ष्ण | तीक्ष्ण |
| ३५ | गृ | अवस्था | वृद्ध | मध्य. | युग | शि. | वृद्ध | मध्य | वृद्ध | वृद्ध | वृद्ध. |
| ३६ | गृ | स्थानं | पशुभू | जल | दग्धे | काष्ठे | मंदिरे | जल | वैन्हिः | वन्हिः | वन्हि |
| ३७ | गृ | स्वभाव | दुष्टं | सौम्य | दुष्ट | सौम्य | सौम्य | सौम्य | दुष्टः | दुष्टः | दुष्टः |

आ कोष्टक ज्योतिषीओने तथा सर्वे सज्जन पुरुषने माटे बाळबोध अक्षरे छाप्युं छे.

# द्वादश राशीनो विस्तारः



| द्वादशराशयः १ | मेष | वृषभ | मिथुन | कर्क | सिंह | कंन्या | तुला | वृश्चिक | धनं | मकर | कुंभ | मिन |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| रा. स्वामिनः २ | मं. | भु. | बु. | चं. | सू. | बु. | भु. | मं. | गु. | श. | श. | गु. |
| च.स्थिरादिसं. ३ | चर | स्थिर | द्वि. | चर | स्थि. | द्वि. | च. | स्थि. | द्वि. | च. | स्थि. | द्वि. |
| राशीनांदिग ४ | पू. | द. | प. | उ. | पू. | द. | प. | उ. | पू. | द. | प. | उ. |
| रा. क्रूरसौम्य ५ | क्रूर | सौम्य | क्रूर | सौम्य | क्रूर. | सौम्य | क्रूर | सौम्य | क्रूर | सौम्य | क्रूर | सौम्य |
| रा. पुंस्त्रिसंज्ञा ६ | पुरुष | स्त्री. | पुरुष | स्त्री. | पुरुष. | स्त्री. | पुरुष | स्त्री. | पुरुष | स्त्री. | पुरुष | स्त्री. |
| रा. पृष्ठोदयादिसं ७ | पृष्टोदय | पृष्ठोदय | शीर्षोदय | पृष्ठोदय | शीर्षोदय | शीर्षोदय | शीर्षोदय | शीर्षोदय | पृष्ठोदय | पृष्ठोदय | शीर्षोदय | उभोदय |
| रा. दिनरात्रिब. ८ | रात्रिबल | रात्रिवल | रात्रिबल | रात्रिबल | दिनबल | दिनबल | दिनबल | दिनबल | रात्रिबल | रात्रिबल | दिनबल | समबल |
| चतुष्पदादिसं. ९ | चतु. | चतु. | द्विपाद | जलच. | चतु. | द्विपा. | द्विपा | जलचर | चतु | च.ज. | जलचर | जलचर |
| रा.निवासस्था १० | मेषभूमि | गोकुल | नृत्यगि. | युद्धभुज | वने | कामिनि गृहे | स्वसप्र | रणभू. | जलशि-लिप | भांडस-मिप | जलस. | भूमि |
| रा. वर्णः ११ | रक्त | श्वेत | हरित | श्वेतारुण | पांडु | विचित्रव | सित | पिशंग | कपिल | कर्बुर | बंभु | मलाढ्यः |
| रा.कालांगेनिवा. १२ | शिर | वदनं | वक्ष | हृदयं | उदर | कटि. | बस्तिः | मेहन | उरुयुगं | जानुद्वयं | जंघायु | पादद्वय |
| रा. स्वरूपं १३ | छागः | वलिवर्ध | सविणनृ नारि | कछप | शैलचा-रिसिंह | नैकायां दिपकरा | तुलाधरो भरः | कीटः | हयांत्या-र्द्धनरः | मकरमृग विभागा-स्म. | कुंभयुक्त नर | द्वौमिनौ |
| रा. अधिवसस्थानं १४ | कंदरात्रि | कृष्णादि | शिल्पादि | वालिपु-लिनादि | दुर्गवन | रसाड्वल रति | वीध्या-पाण | वल्मीका श्मविप | वाजिभू-रास्त्रयज्ञ | नदिवन सरोवर | उष्णोदक पक्षीघूत | देवद्विज तीर्थ |
| रा.व्यवहार्थसं १५ | क्रिय | तावुरी | जितुम | कुलिर | लेय | पाथोन | जूकं | कौर्प्य | तौक्षिक | आकोकेरो | हृद्रोग | अंत्यभं |
| मेषादिनांभा प्रमाणाः १६ | २० | २४ | २८ | ३२ | ३६ | ४० | ४० | ३६ | ३२ | २८ | २४ | २० |
| मेषादिनांशटका १७ | २०० | २४० | २८० | ३२० | ३०० | ५००. | ४०० | ३६० | ३२० | २८० | २४० | २०० |
| रा. ह्रस्वसम दीर्घत्वं १८ | ह्रस्व | ह्रस्व | सम | सम | दीर्घ | दीर्घ | दीर्घ | दीर्घ | सम | सम | ह्रस्व | ह्रस्व |
| रा. प्लुधत्वदिग १९ | दक्षिणे | अग्नौ | उत्तरे | वायव्यं | पूर्वे | उत्तरे | अग्नौ | दक्षिणे | ईशान्ये | पश्चिमे | पश्चिमे | इशान्ये |

इतिश्री लघुज्योतिष दर्पण संपूणम्.

